પ્રેમપીયૂષ-ગ્રંથમાલા

# ફૂલ ગૂંથણી



લેખક:—

ચુડગર સાંકળચંદ ભુલાભાઇ

# ફૂલ ગૂંથણી

લેખક અને પ્રકાશક
ચુડગર સાકળચંદ્ર ભુલાભાઇ
નડીઆદ (ગુજરાત)



પ્રથમાવૃત્તિ.

સં. ૧૯૮૫. પ્રત ૫૦૦.

કીંમત નવ આના.

 "ફૂલ ગૂંથણી." 

પ્રભુ બાલ પ્રભુ કંઠે ધરવા, પ્રેમ-પુષ્પોની માળા—
આવો આવોઃ બુઝાઇ જાયે, જગ[1] ઝરતા અંગારા. ૧
એક ગણુથી સહસ્ર ગણુ, પ્રભુ નામે કરતાં થાયે;
નિષ્કામી થૈ રે'વું, પ્રભુ પદ અંતે શીઘ્ર પમાયે. ૨
આવ્યા એકથી જશું એક [illegible] એકને વળગી રે'વું;
દુઃખ પડે કદી શિર અસહ્ય તો, સુખરૂપ ગણી સ્હેવું. ૩
અમીભર્યાં વચનો વદવાં, કટુતાને તિલાંજલી દેવી;
નામ રૂપ મિથ્યા માની, રંગાઓ સત્ રંગેથી. ૪
પ્રભુનામે પ્રભુ બાલ આવો, અલૌકિક ગુંથીએ "ફૂલ ગૂંથણી;"
માળા કરી ધરીએ પ્રભુ કંઠ, પીડા 'સાંકળ' ટળે [illegible]ની. ૫

---

જગ[1]—જ=જન્મવું. ગ=ગમન કરવું=જન્મવું અને મરવું.

ટૂંક મુદ્દતમાં મારા તરફથી મારો રચેલો (અપ્રગટ "ફૂલ ચૂંટણી" નામક કાવ્ય સંગ્રહ બહાર પાડવામ આવશે. કીં. "ફૂલ ગૂંથણી" પ્રમાણે.

મુદ્રકઃ—રતિલાલ બાળકૃષ્ણ ત્રિવેદી.
સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસ, ઉમરેઠ.

રસ પારખે તો
રસ નીતરતાં હૈયાંજ ઝૂલી
શકે;
એવા રસાત્માઓનેજ

# સાદર સમર્પણ.

# નિવેદન

ગુજરાતી ગદ્યસાહિત્ય પ્રતિદિન વિકાસ પામતું જાય છે. તેનું પ્રત્યેક અંગ ફુલતું અને ફાલતું જાય છે. "ફૂલ ગૂંથણી" ગુજરાતી સાહિત્યરસિકો સમક્ષ રજુ કરી હુંયે મારો નમ્ર ભાગ ભરૂં છું. આશા છે કે સાહિત્યરસિક નરનાર મારા આ પ્રથમ પ્રયાસને વધાવી લેશેજ.

આ પુસ્તક માટે **"આમુખ"** લખી આપનાર શ્રી. મોતીલાલ બાપુજીભાઈ શાહ બી. એ.નો હું શો ઉપકાર માનું? મારા પ્રત્યેક કાર્યમાં તેઓ ખૂબ રસ લે છે અને મને યોગ્ય સૂચના આપી મારી પ્રવૃત્તિને શોભાવે છે. આ વખતે પણ તેમણે અનેક પ્રવૃત્તિઓમાં રોકાયલા હોવા છતાં જરાયે આનાકાની વિના **"આમુખ"** લખી આપવાનું સ્વીકારી મારા આ પ્રથમ પ્રયાસને વેગ આપ્યો છે, તે માટે હું તેમનો સદાને માટે ઋણી છું.

આ ઉપરાંત ભાઇશ્રી. રમણલાલ વિઠ્ઠલદાસ પરીખે તથા ભાઈશ્રી. શંકરલાલ ભુલાભાઇ શાહે (આસી૦ ગુડ્સ કલાર્ક. ઉમરેઠ) પુસ્તક છપાવવાના કાર્યમાં ઘણી કિંમતી સૂચનાઓ આપી મને સંગીન મદદ આપી છે તે માટે તેમનો પણ હું ઉપકાર માનું છું.

છેવટે શ્રી. સરસ્વતી પ્રેસના માલીક રતિલાલ બાલકૃષ્ણ ત્રિવેદીએ પુસ્તક છાપવામાં જે કાર્યકુશળતા અને સેવા ભાવના દર્શાવી છે તેની પણ હું નોંધ લઉં છું.

તા. ૨૬-૬-૧૯૨૯ **સાંકળચંદ્ર ભુલાભાઇ ચુડગર.**

# અનુક્રમણિકા

# આમુખ

માણુસ દેહ કે બુદ્ધિથી જીવતો નથી, પણ ભાવનાથી જીવે છે. જે યુગમાં જેવી ભાવના તેવું તે યુગનું સાહિત્ય. સાહિત્યકાર પોતાના સમયના વાતાવરણથી તદ્દન દૂર રહી શકતો નથી. સાહિત્ય એટલે પ્રજાજીવનનું પ્રતિબિંબ. પણ ત્યારે સાહિત્ય એટલે શું? સાહિત્યની જીવનમાં ઉપયોગિતા શી? સાહિત્ય ક્યારે જન્મે છે? આ પ્રશ્નો સ્વાભાવિક રીતે ખડા થાય છે. આજ સુધી સાહિત્યકારોએ સાહિત્યની વ્યાખ્યા આપવાના અસંખ્ય પ્રયત્નો કર્યા છે, પરંતુ હજી એકકે વ્યાખ્યા પૂર્ણતાને પામી જણાતી નથી. એ ચર્ચામાં ઉતરવાનું આ સ્થાન નહિ હોવાથી એટલું સ્વીકારી લઇશું કે "માણુસના વિચારો, ભાવનાઓ, લાગણીઓ અથવા લાગણીપ્રધાન અનુભવો બીજા આગળ અસરકારક રીતે વ્યક્ત કરવાની શક્તિ જે વસ્તુમાં છે તે સાહિત્ય......જેનામાં લાગણીઓ પર અનાયાસે અસર પાડવાની શક્તિ છે તે સાહિત્ય." કેટલાક માને છે કે સાહિત્ય સાહિત્ય માટે છે, જ્યારે બીજાઓ માને છે કે સાહિત્ય જીવન માટે છે, અને તેથી સાધન રૂપ છે. આ વિષયમાં શ્રી. કાલેલકરના વિચારો જાણુવા જેવા છે. તેઓ કહે છે કે "સાહિત્ય બુદ્ધિને પ્રગલ્ભ કરે છે, લાગણીઓને સૂક્ષ્મ બનાવે છે, અનુભવને પીંજીને વિશદ કરે છે, ધર્મબુદ્ધિને જાગૃત કરે છે, હૃદયની વેદના વ્યક્ત કરે છે, સમભાવ કેળવે છે, અને આનંદને સ્થાયી કરે છે." પણ તેઓ સાહિત્યને સાધન તરીકેજ સ્વીકારે છે. તેમનાજ શબ્દોમાં તેમના વિચારો દર્શાવીએ તો, "આપણી ઉપાસના જીવનનીજ હોય. સાહિત્ય એ જીવનરૂપી પ્રભુની સેવા કરનાર અનન્યનિષ્ઠ ભક્તને ઠેકાણે શોભે. એ જ્યારે પોતાનીજ ઉપાસના શરૂ કરે છે ત્યારે એ પોતાનો ધર્મ ભૂલી જાય છે......સાહિત્યને એનું પોષણ સાહિત્યમાંથી નહિ પણ

જીવનમાંથી, માણુસના પુરુષાર્થમાંથી મળવું જોઇએ. સાહિત્યમાંથીજ પોષણ મેળવનાર સાહિત્ય કૃત્રિમ છે, તે આપણુને આગળ ન લઇ જઇ શકે......ગાયન સાથે જેમ તંબૂરાનો ધ્વનિ તાન પૂર્યાંજ કરે છે તેમ સાહિત્યના તમામ વિસ્તારમાં પ્રજાહિત, પ્રજાકલ્યાણનો સૂર કાયમ રહેવો જોઇએ. જે કંઇ એનાથી વિસંવાદી હોય તે સંગીત નથી, પણ કોલાહલ છે. તે સાહિત્ય નથી, પણ માનસિક ઝેર છે...સાહિત્યનું સર્વસ્વ, સાહિત્યનો પ્રાણ એ ઓજસ્વિતા છે, વિક્રમશીલતા છે, સત્ત્વવૃદ્ધિ છે. જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં પૌરુષ વધારવામાંજ સાહિત્યની ઉન્નતિ રહેલી છે......આપણું સાહિત્ય જો આપણુને આપણો યુગધર્મ ન બતાવે, અને તે ધર્મ પાળવાને આપણુને ન પ્રેરે તો તે બાકી બધી રીતે સરસ હોય તોયે વિફળજ કહેવું જોઇએ.” તો સાહિત્ય ક્યારે જન્મે છે? સાક્ષરશ્રી. આનંદશંકરભાઇ કહે છે કે “ઉત્થાનકાળની ઝાડી અને ડુંગરાની કરાડોમાંથી પસાર થઇને શાન્તિની અધિત્યકાએ પહોંચ્યા વિના સાહિત્યનો યુગ જામતો નથી......ક્ષોભ–મન્થન–વિગ્રહ એ વિના ખરી શાન્તિ નથી, અને શાન્તિ વિના સાહિત્ય નથી. આમ ક્ષોભ અને શાન્તિ ઉભય પરસ્પર વિરુદ્ધ દીસતાં કારણોમાંથી સાહિત્યનાં અમૃત નીકળે છે. જડ જર્જર જીવનનો નાશ એ જીવનના પુનરુલ્લાસ માટે આવશ્યક છે. પાન ખરે છે ત્યારેજ નવી કુંપળો ફૂટે છે. આમ જીવનની વિષમતા એ સાહિત્યની માતા બને છે.” શ્રી કાલેલકર કહે છે કે “સાહિત્યની પ્રવૃત્તિ મુખ્યત્વે પોતાના લાગણીપ્રધાન મનન અથવા ઉદ્દગારને બીજામાં સંક્રાન્ત કરવાની ઇચ્છાથી થાય છે. તેથી સાહિત્ય એ મુખ્યત્વે સામાજિક વસ્તુ છે એમ કહી શકાય. જીવનની બધીજ સારી વસ્તુની માફક સાહિત્ય આત્મનેપદી પણ છે, અને પરસ્મૈપદી પણ છે...ઝાડને પોષણ જેમ મુખ્યત્વે જમીનમાંથીજ મળે છે તેમ સાહિત્યનું પોષણ સમાજમાંજ રહેલું છે. માણુસાઇ

અને ધર્મનિષ્ઠામાંથીજ આપણું સાહિત્ય સમૃદ્ધ થવાનું છે એ વિષે મને શંકા નથી.........જ્યાં પુરુષાર્થ ઓછો થયેલો હોય છે અને જીવનમાં શિથિલતા આવેલી હોય છે ત્યાં સાહિત્યની બાબતમાં અલ્પ સંતોષ અને રસિકતાનું છીછરાપણું સ્વાભાવિકપણે આવી જાય છે......સાહિત્ય એ મોટે ભાગે વ્યક્તિગત પ્રયાસજ છે તે જ્યાંસુધી ગભીર અને દીર્ઘ ઉદ્યોગના પરિણામરૂપ ન હોય ત્યાં સુધી છીછરૂંજ રહેવાનું...સાચા સાહિત્યની નિર્મિતિ પ્રજાના પુરુષાર્થનુંજ ફળ છે......સાબરમતીને કાંઠે ગાંધીજીએ અને બારડોલીનાં ખેતરોમાં વલ્લભભાઇએ જે ભાષા ઘડી છે તે ભાષા પોતાની સ્વાભાવિકતાથીજ ધીરોદાત્ત અને પ્રૌઢ બની છે. સાહિત્ય એ પ્રજાના પરાક્રમનો પ્રસાદ છે......સાહિત્યની ઉન્નતિ કરવી હોય તો જીવનની ઉન્નતિ કરીએ. સાહિત્ય એ જીવનની છાયા છે, જીવનની સુગંધ છે."

આ ઉપરથી નક્કી થાય છે કે સાહિત્યનો આધાર પ્રજા–જીવન ઉપર છે. દરેક પ્રજાઓના ઇતિહાસનો અભ્યાસ કરીશું તો એક વસ્તુ સ્પષ્ટ જણાઇ આવશે કે મનુષ્યમાત્ર જગતના પૂર્વકાળમાં પોતાની દૃષ્ટિ ઐહિક સિદ્ધિને બદલે પારલૌકિક સિદ્ધિ તરફ રાખે છે. જેમ જેમ તે સંસારનાં બંધનોની મોહિનીમાં ફસાય છે તેમ તેમ એ પરમાત્માથી દૂર ભાગનો જાય છે અને સ્થૂળ ઉપાધિઓમાં સંતોષ માનતો જાય છે. પછી તો એને પોતાના સર્જનહારને સંભારતાં કંટાળો આવે છે, ક્ષણિક સુખ કે આનંદમાં તે તૃપ્તિ માને છે. તેમાંયે હિંદુસમાજનું જીવન તો આ ધર્મભાવનાથી તરવરી રહે છે. દરેક દિશામાં ઇશ્વરાર્પણની જ્યોતિ નજરે પડે છે. આપણા હિંદુઓનું કોઇ પણ કાર્ય પોતાને અર્થે નથી, પણ ઇશ્વરાર્થેજ છે. આપણને જે વસ્તુ મળે છે તે બધી પ્રથમ આપણે ઇશ્વરનેજ અર્પણ કરીએ છીએ. ટૂંકમાં, આપણું બધું પોતાને માટે નથી, પણ ઇશ્વરાર્થેજ છે. આવા ધર્મમૂલક યુગનું સાહિત્ય પણ ધર્મમૂલકજ

બને ને? પ્રત્યેક સાહિત્ય તેની બાલ્યાવસ્થામાં ભક્તિ, ધર્મ, નીતિ જેવા વિષયોનેજ સ્પર્શે છે. ભક્તહૃદય "ભગવાનને પૂજે છે, તેના આશ્રય માટેજ તલસે છે, તેના ગુણગાનમાંજ તલ્લીન રહેવામાં પરમાનંદની પ્રાપ્તિ અનુભવે છે; તેના મીલનમાંથી ઝરતા ઉલ્લાસ માટે પ્રાણ આપે છે. તે નમ્ર થાય છે પોતાના ભગવાનને સ્મરીને; તે ઘેલું બને છે તેનું નામ કવીને. એ સ્મરણ ને કવનથી પર એવા સુખની એને પરવા નથી. ભગવાનની કૃપા વિના જીવન તેને ખારૂં લાગે છે."

ગુજરાતી સાહિત્યના અભ્યાસીને આ વસ્તુ નવી નથી. સોળમા સત્તરમા સૈકામાં "દેવકથા, દેવરહસ્ય, તથા અધ્યાત્મજ્ઞાન એ ત્રણની રમણીય ફૂલ ગૂંથણી થઇ." પરંતુ તેમાં માત્ર કથા ભાગ તરફજ દૃષ્ટિ છે, કલા તરફ દુર્લક્ષ છે. નરસિંહ મહેતાએ કેવળ ભક્તિ તરફજ લક્ષ આપેલું હોવાથી તેમનું સાહિત્ય માત્ર લૂખી ભક્તિથીજ ભરેલું છે. ત્યાર પછી ધીમે ધીમે એ સાહિત્યવ્હેણનો પ્રવાહ પોતાની દિશા બદલવા લાગ્યો. શામળે નીતિ અને લોક વ્યવહારભરેલી વાર્તારૂપે પોતાના સમયનાં સંસારચિત્રો દોરી લોકોની વૃત્તિને રસમય બનાવવાનો પ્રયત્ન કર્યો. ત્યાર પછી "આકાશગંગાના અખંડ પ્રવાહ જેવો પ્રેમાનંદનો કાવ્યનદ રસની રેલંછેલ કરતો ગુજરાતની ચારે ગમ ફરી વળ્યો, અને કાવ્યની ફળદ્રૂપતાથી ગુજરાતને એવું લીલું કુંજાગાર બનાવ્યું કે ત્યાર પછીના કવિઓએ રસની રેલ વ્હેવડાવી ખરી, પણ રસનું જે પૂર આ સૈકામાં ચઢયું તેની સરખામણી તો થઇ શકીજ નહિ." પ્રેમાનંદે પુરાણ, રામાયણ, મહાભારત વગેરેમાંથી વસ્તુ લઇ તેને પોતાના સમયને અનુકુળ એવી માનવભાવનામાં ઉતારી એ દૈવી પાત્રોને તેમની દિવ્યભૂમિપરથી પૃથ્વી ઉપર ઉતારી અસંખ્ય નબળાઇથી ભરેલાં પ્રાકૃત મનુષ્યો પેઠે રમતાં કર્યાં. ટૂંકમાં, આ યુગમાં કેવળ

ધર્મનો ઉપદેશ કરનાર કવિતાને બદલે તેમાં નીતિધર્મનું તત્ત્વ ભળ્યું, અને પરિણામે કવિતા સર્વાનુભવરસિક થઇ. લૂખી ભક્તિમાં રસ ભળવાથી તેમજ તેમાં જમાનાનો ઓપ ચઢતો જતો હોવાથી લોકરુચિ એકદેશીય મટી સર્વદેશીય થવા લાગી. એ યુગની કવિતામાં કલા આવી, માધુર્ય આવ્યું, અને પરિણામે કવિતાનો પ્રદેશ વિસ્તાર પામતો ગયો.

જેવી રીતે પ્રજાજીવન પરમાનંદની પ્રાપ્તિના લક્ષ્યમાંથી ખસી જઇ ધીમે ધીમે સંસાર તરફ વળે છે તેવી રીતે તેના પ્રતિબિંબરૂપે સાહિત્ય પણ ઉપદેશાત્મક મટી જીવનના અનેક વિષયોને સ્પર્શે છે. જે સમયે જનતાની તમામ પ્રવૃત્તિઓ ઇશ્વરાર્પણ હોય છે તે સમયે તેને ભક્તિસાહિત્ય સિવાય બીજું કશું પ્રિયતર હોતું નથી. પરંતુ જેમ જેમ એ ભક્તિભીના વાતાવરણમાં સંસારની ગડમથલનાં તત્ત્વો દાખલ થાય છે, જેમ જેમ મૂળ ધ્યેયથી ખસી જઇ પ્રજા કોઇ બીજા ધ્યેય પાછળ ભટકે છે તેમ તેમ ભક્તિ સાહિત્ય તેમના ચિત્તને સ્પર્શતું બંધ થાય છે. પછી તો સાહિત્ય Abstractમાંથી Concrete તરફ વળે છે. ગુજરાતી સાહિત્યની પણ આ દશા થઇ. જે ભક્તિઝરણાં દિવ્યપ્રદેશ તરફ વહેતાં હતાં તે પૃથ્વી ઉપર વહેવા લાગ્યાં, કેવળ ઉપદેશને બદલે માનવઅનુભવે પણ સાહિત્યમાં પ્રવેશ કર્યો. જેમ જેમ જીવનમાંથી શાન્તિ ભૂંસાતી ગઇ તેમ તેમ જીવનનો ઉલ્લાસ પણ ઊડી જવા લાગ્યો. જીવન ઉલ્લાસ વિના–શાન્તિ વિના ગૂંચવણ ભરેલું બન્યું. માણસની વૃત્તિ સાત્ત્વિક મટી રાજસી અને તામસી થવા લાગી. જનતાના સ્વભાવમાં વ્યાવહારિકતા અને વેપારીપણાનું પ્રાબલ્ય દાખલ થયું. આની અસર સાહિત્યમાં પણ થવીજ જોઇએ અને થઇ છે. " મગજની સર્ગશક્તિ અને કલ્પનાશક્તિ સંસારના પ્રાકૃત વ્યવહારમાં ખર્ચાઇ જવાથી સાહિત્યવૃક્ષનાં ડાળપાંખડાંમાંથી રસ સૂકાતો જાય

છે." જે વખતે પ્રજા સુખી હોય છે તે વખતે તેની પાસે પૂરતો સમય અને સાનુકૂળ વાતાવરણ હોવાથી તે સાહિત્યને દરેક દિશામાં સમૃદ્ધ બનાવી શકે છે. તેથીજ તે યુગનું સાહિત્ય ગંભીર, પ્રતિભાશાળી, અને ખૂબ રસિક બને છે. પરંતુ જ્યારે જીવનમાં શિથિલતા આવે છે, જ્યારે આપણો બધો સમય સંસારના વ્યવહારમાં ખર્ચાઇ જાય છે ત્યારે સાહિત્ય પાછળ આપણે ખૂબ સમય અને વિચાર તથા ઉદ્યોગ આપી શકતા નથી. પરિણામે સાહિત્યમાં પ્રતિભા, પૌઢતા કે સચોટતા નથી આવતી, પણ અલ્પ સંતોષ અને છીછરાપણું આવે છે. પ્રથમના યુગની સાહિત્ય માટેની લોકરૂચિને આજની સાહિત્ય તરફની લોકરૂચિ સાથે સરખાવવાથી આ વસ્તુ સ્પષ્ટ થશે. તે વખતે જનતા ભજન, આખ્યાન, લાંબી લાંબી વાર્તાઓ, નિબંધો, મહાકાવ્યો વગેરેમાં રસ લેતી. પણ આજે તો તે માટે વાચકને નથી સમય કે નથી ધીરજ. આજનો જમાનો પીરસાતા ભાણા ઉપર વર્તમાનપત્રો વાંચવાનો છે. આજનો જમાનો ટૂંકી વાર્તાઓ, નવલિકાઓ, ટૂંકાં જીવનસૂત્રો, ટૂંકાં નાટકો, લોકગીતો, ખંડકાવ્યો, રમુજી ટૂચકાઓ વગેરેનો છે. ટૂંકમાં, એક દૃષ્ટિએ જોતાં આજનું સાહિત્ય થોડી મિનીટોમાં ઉપર ઉપરથી જોઇ જઇ અલ્પ સંતોષ મેળવી છેવટે કચરાપેટીમાં ફેંકી દેવાનું છે.

થોડા સમયથી ઉપર કહ્યું તેવું જમાનાને અનુકુળ અને લોકરૂચિને બંધ બેસે તેવું સાહિત્ય ઠીક ઠીક પ્રમાણમાં બહાર આવતું જાય છે. કાં તો લેખક એકજ વિષયને જૂદી જૂદી દૃષ્ટિથી વિચારી એ અસ્ત વ્યસ્ત વિચારમણકાઓને પરોવીને તેની પુસ્તકમાળા વાચકને અર્પણ કરે છે કે કાં તો લેખક જૂદા જૂદા વિષય ઉપર જૂદી જૂદી દૃષ્ટિથી કરેલા વિચારોને એક પુસ્તકના રૂપમાં ગૂંથી તેની વાચકને ભેટ કરે છે. આ દિશામાં "ગીતાંજલિ", "ફૂલ પાંદડી"

" ચીનગારી " " થોડાં છુટ્ટાં ફૂલ ", વગેરે પુસ્તકો ઠીક ઠીક પ્રકાશ પાડે છે.

અને આજનું આપણું " ફૂલ ગૂંથણી " પુસ્તક પણ એવો જ એક પ્રયત્ન છે. રવીંદ્રનાથ ટાગોરના " ગીતાંજલિ " પુસ્તકથી કયો વાચક નથી અંજાયો ? આજે તો તેમના એ પુસ્તકના ઘણા અનુવાદો ગુજરાતી વાચક સમક્ષ તૈયાર છે. અને " ફૂલ ગૂંથણી " ના લેખક પણ એ " ગીતાંજલિ "ની રસભરી મોહિનીથી નથી બચી શકયા. " ફૂલ ગૂંથણી " પણ " ગીતાંજલિ "ને પગલે પગલે ચાલે છે, અને તેમાં તેની સ્પષ્ટ છાયા નજરે પડે છે. જેમ " ગીતાંજલિ "ના લેખક પોતાનું ભક્તિભૂખ્યું હૃદય પરમાત્માને અનેક રીતે પોતાની નમ્ર અંજલિ અર્પી સંતોષે છે તેમ " ફૂલ ગૂંથણી "ના લેખકે પણ પોતાના પુસ્તકમાં પોતાનું ભક્તહૃદય ઠાલવ્યું છે.

" ફૂલ ગૂંથણી " લેખકની ભક્તિભાવનાથી ભરેલું છે. એ પુસ્તક દ્વારા લેખકે વાચકને માત્ર લૂખી ભક્તિનીજ ભેટ કરી નથી, કારણ કે તેમ કર્યું હોત તો આજના જમાનાનો વાચક–ઉપરચોટીયો વાચક તેના તરફ માત્ર આંખ ફેરવી તેને ફેંકી દેત. પરંતુ લેખકે એ જૂની વાતોને નવો ઓપ ચઢાવ્યો છે–એક જાતના ઉપદેશાત્મક સાહિત્યને જમાનાને અનુકુળ એવું થોડા સમયમાં વાંચી શકાય તેવું અને લોકરૂચિને અનુસરતું બનાવી old wines in new bottles જેવું કર્યું છે. આમ કરીને લેખક બેવડો ઉદ્દેશ સાધવા ધારે છે–જનતાને ભક્તિ તરફ વાળવાનો અને તેમ કરવા છતાં તેને કંટાળો નહિ આપતાં તેની રસિકતાને પોષવાનો. આ ઉદ્દેશમાં તે

કેટલે દરજ્જે સફળ થાય છે એ પ્રશ્ન આજે કેમ છેડવો ? લેખકનો આ દિશામાં આ પ્રથમ પ્રયાસ છે. આજ સુધી તેમના હૃદયમાં અનેક છૂપાં ગાન ગવાતાં હતાં,–અને તે શ્રવણ કરવાની તક ગુજરાતી વાચકને કવચિત્ કવચિત્ મળતી પણ ખરી–પરંતુ આજે એ ગાન હૃદય ભેદીને બહાર આવ્યાં છે. લેખકની પાસે નથી કલ્પનાનાં ઉડ્ડયન કે નથી ભાષાની ઝમક. લેખક જેવો તેવો પણ એક ભક્ત છે. કેવળ રસિકતાના ઘુંટડા પીવાના ઉદ્દેશથી "ફૂલ ગૂંથણી" નો આશ્રય લેશે તે જરૂર પસ્તાવાનો છે. "ફૂલ ગૂંથણી"માં રસિકતા જરૂર છે, પણ કેવળ રસિકતા નથી. એમાં તો છે પરમાત્મા પાછળ ઘેલા બનેલા ભક્તહૃદયની હળવી આગ. ભક્ત વિષયના આત્માને જુએ છે, અક્ષરને નથી જોતો. ભક્તનું હૃદય જ્યારે ભક્તિથી આર્દ્ર બને છે ત્યારે એ પોતાની ભાવનાઓને અંતરમાં સમાવી શકતો નથી એટલે એ ભાવનાઓ જાતેજ પોતાને અનુકુળ માર્ગ શોધી લે છે. ભક્ત ભાષાની શોધમાં નથી ભમતો. એ તો પોતાની ગાંડીઘેલી ભાષામાં પોતાની નમ્ર અંજલિ આપે છે. ભક્ત પોતાની ભક્તિને ભાષાના ભાડુતી વાગાઓથી નથી શણુગારતો. "ફૂલ ગૂંથણી"માં આ વસ્તુ સ્પષ્ટપણે દૃષ્ટિગોચર થાય છે. એનો વાચક કેવળ સાહિત્યની શોધમાં ત્યાં જશે તો નિરાશ થશે. એમાં તો લેખકે ગાંડીઘેલી પણ પોતાની ભાષામાં પોતાનું ભક્તિજૂનું હૃદય ઠાલવ્યું છે. વાચકને એમાં જે જે ઉણપો જણાશે તે ઉણપો તેમના અંતરની આર્દ્રતાની નહિ હોય, પણ બાહ્ય શણગારની હશે. "ફૂલ ગૂંથણી" દ્વારા લેખક પોતાના સર્જનહારને અનેક રીતે

વિનવે છે. એનું ભક્તિ માટે ઝૂરતું હૃદય થોડા પ્રયાસથી નથી સંતોખાતું. એ તો પરમાત્મા પાછળ પોતાના અંતરને અને પોતાના મગજને ઠાલવી દે છે. અને તે પણ કેટલી બધી નમ્રતાથી ? એનું જીવન એનું પોતાનું નથી, પણ એ તો પ્રભુએ આપેલી થાપણરૂપ છે. એ અનેક રીતે પોતાના પ્રિય પ્રભુને યાદ કરી પોતાનું જીવન-સર્વસ્વ તેને ચરણે અર્પણ કરે છે, અને છતાં તેના હૃદયની આગ શમતી નથી. એને મન પ્રભુનાં ગાન ગવાયાં ગવાયાં તોય અધૂરાં રહ્યાં છે. એ શી રીતે પોતાના હૃદયને શબ્દોમાં ઉતારે ? શબ્દમાં શકિત કેટલી ? એના હૃદયની પળેપળ ઝંખનાથી ભરેલી છે, પણ એ ઝંખના શબ્દોમાં નથી ઉતરી શકતી એ જોઇ તે મૂંઝાય છે. એની પળેપળ પરમાત્માને ચરણે અર્પણ છે. એવી કશી વસ્તુ નથી કે જેને તે પોતાની કહી શકે. તેનું આખું જીવન પ્રભુનું છે, અને પ્રભુનેજ તે અર્પણ કરે છે. છતાં પ્રભુ તેને દૂરનો દૂર ભાસે છે. તેની નજદીક જવા તે ઘણુંયે ફાંફાં મારે છે. તે પોતાના હૃદયને ઠાલવી નાંખે છે, પ્રભુનાં ગાન ગાવા તે હૃદય ભરી ભરી રાચે છે, પણ જીભ થાકી જાય છે. આખરે છેલ્લી અભ્યર્થના કરી તેની પ્રાકૃત જીભ અટકે છે, હૃદયમાં ભક્તિભર્યો ગૂંજારવ ચાલુ રહે છે. આ "ફૂલ ગૂંથણી" નો ધ્વનિ—આ "ફૂલ ગૂંથણી" નો ઉદ્દેશ.

આજથી પાંચ છ વર્ષ ઉપર "ફૂલ ગૂંથણી" ના લેખક સાથે મારે ઓળખાણ થયેલું. "સ્વાતંત્ર્ય શિક્ષાવલિ" નામના અમારા હસ્તલિખિત માસિકના તંત્રી તરીકે તેમણે જે વિદ્વતા અને ખંતથી તેનું કાર્ય ઉપાડી લીધું હતું તે જોઇને હું તેમના

પ્રત્યે આકર્ષાયો હતો. આજે એ સ્નેહભર્યાં મીઠાં સ્મરણોના ચિહ્ન તરીકે આ " આમુખ " લખી મારૂં મિત્રઋણ ફેડવાની કંઇક તક મળી એ મારૂં સદ્ભાગ્ય સમજું છું. વાચક, " ફૂલ ગૂંથણી " દ્વારા લેખકે પોતાનું ભક્તહૃદય ઠાલવ્યું છે, નમ્રતા અને સ્વાર્પણથી પોતાના હૃદયમાંથી ભક્તિનાં અમીની ભેટ કરી છે, પોતાનાં ગાંડાંઘેલાં રસઝરણાં વહાવ્યાં છે. આજે એ રસપ્રવાહ તરફ કંઇક અંગુલિ નિર્દેશ કરી હુંયે મારી નમ્ર અંજલિ સમર્પું છું, અને કૃતાર્થ થાઉં છું.

નડીઆદ : લેખક :

તા. ૩૧-૧-૨૯

મોતીલાલ બાપુજીભાઇ શાહ
બી. એ.



# ફૂલ ગૂંથણી

( ૧ )

**અનહદ આનંદ.**

હું પ્રભુનો શાન્તિપ્રિય બાલક છું. કોણ જાણે મને સંસારની ગડમથલ ગમતીજ નથી, તેથી કરી હું મારા ચિત્તને એકાન્તમાં રાખવાને ઇચ્છું છું. મારા જેવા એકાન્ત પ્રિય બાળકને માટે કઇ વસ્તુ દુર્લભ હોઇ શકે? આમ છતાંય મારૂં ચિત્ત હંમેશાં ચિંતાતુર રહે છે.

હે વિભો! હું તો વિરહી પુરૂષની માફક તારી રાહ જોઇનેજ ઉભો છું. તને મળવા માટે મારી આ ચિંતા દૂર કરે તો ઘણુંજ સારૂં.

હવે સુવર્ણ યોગ પાસે આવતો જણાય છે. મારો ભાગ્યભાનુ સંપૂર્ણ પણે પ્રકાશી હવે મારા પર અમૃતધારા વહાવશેજ.

મારી કાયા–કાનનના સુધા–સરોવરે ઉદ્‌ભવેલ દિવ્ય સરોજપર ષટ્‌પદોએ બેસી પોતાની ગુંજારવ–વીણાના સંગીતથી મને અનહદ આનંદ આપવા માંડયો છે.

( ૨ )

## કરૂણા.

હંસો મોતીનો ચારો ચરે છે, અને વસન્તઋતુ જ્યાં સદાકાળ કાયમ રહે છે, તેવા સ્થાન પર નિવાસ કરવો મને અતિપ્રિય લાગે છે.

ગુરૂઓ શિષ્યોને સાચા માર્ગે દોરી આત્માનંદ દર્શાવે છે, ને જેમનાં દુઃખ–દારિદ્રય સદાને માટે ફેડે છે તેવા સ્થાન પર નિવાસ કરવો મને અતિ પ્રિય લાગે છે.

હે વિશ્વંભર ! તું મને એવા અલભ્ય સ્થાન પર નિવાસ આપ કે જ્યાંથી મારે ફરીથી પાછું ફરવું પડેજ નહી.

મારી આશાઓ ફળિભૂત કરનાર તો તુંજ ફકત એક છે. કૃપાળુ પ્રભુ ! મારા પર આટલી તો કરૂણા કર !

( ૩ )

## અરે ઓ ! દુનિયાના મહાન્ કવિ !

અરે ઓ ! દુનિયાના મહાન્ કવિ ! તારા રાસ ઝીલવાને માટે તું મારા હૃદયને એવું અજવાળ કે જેમાંથી મલિનતા દૂર થઇ હું શુદ્ધ સ્વરે સઘળું ગાઈ શકું.

રસદેવ ! તારાં રસગાન ઝીલવાને માટે તો મારૂં હૈયું કયારનુંયે તલપાપડ થઈ રહ્યું છે. તારા રાસધ્વનિએ સકલ ભુવનને ગજાવી મૂકેલ છે, પણ હું કેવો નિર્ભાગી છું કે તે સાંભળવ ને મારા શ્રવણો પૂરેપૂરા બધિર બની ગયા છે. અરે !

તે ગાન તો કોઇ રસભીના રસીયાજ સાંભળી શકે; કે જેમણે પ્રીતિરસના પ્યાલા પી પાઈ એકમેકના હૃદયમાં આનંદધારા વહાવી છે.

ઓ કવીશ્વર! તું તારા રાસ શ્રવણ કરાવવા માટે મારા કર્ણને ક્યારે સતેજ કરીશ?

( ૪ )

## આનંદ ગીત

મને સંગીતના આલાપ કે તાલનું જરાયે ભાન નથી, તોય પણ ગાંડી ઘેલી રીતે મને તારાં કેટલાંક આનંદ ગીત ગાઇ લેવા દે.

ચંદ્રમા અને તારાગણ નભોમંડળને આનંદથી અજવાળે છે. સૂર્ય આનંદે પ્રકાશે છે. ધરા આનંદે ક્ષમા ધારણ કરી હસે છે. ઔષધિઓ આનંદે અમૃત પીએ છે. જન્મ સમયે આનંદ પ્રગટ રીતે પોતાનું પોત પ્રકાશે છે, અને મરણ સમયે અશ્રુ પાડનારાં પર ગુપ્ત રહી હસે છે. આનંદ દુઃખી મનુષ્યોને દુઃખ સમયે તેમના તરફ તિરસ્કારની નજરે જોઈ પ્રભુના રસ્તે દોરે છે. આનંદ પાપી પ્રાણને એક વખત પણ તેના પાપની ખબર આપે છે. આનંદ પતિવ્રતા સ્ત્રીનાં હસતાં મુખ પર સદા પોતાનો નિવાસ કરે છે. એને એકલાં અટુલાં રહેવાનુંજ ગમે છે. એને કોઈપણ વસ્તુનો સંસર્ગ ગમતોજ નથી. એવા નિરાકાર આનંદનાં ગીત ગાવાનુ કોને મન ન થાય?

( ૫ )

## કાવ્યાલંકાર.

ભલે હું મારાં રચેલાં કાવ્યોથી કવિ તરીકે નામના મેળવું, પણ એ કવિપદ મારા માટે તારા એક ગીત આગળ તદ્દન નમાલું જ છે. પણ જો તારી ઇચ્છા મારૂં અધૂરાપણું પૂર્ણ કરવાની હોય તો તારે મને તારૂં તાલબદ્ધ ગીત આલાપ સાથે શીખવવું પડશે.

મને લૌકિક અલંકારો પર બિલકુલ પ્રેમ નથી. હું તો નવાં નવાં કાવ્યો રચીશ અને તે કાવ્યોને મારા ઉત્તમ અલંકારો માની લઇશ. તે અલંકારોની માળા તારા કંઠે આરોપીશ અને ઋણ મુકત બનીશ.

હે મહાન્ કવિ ! મને કવિ તરીકેનો જરાયે ગર્વ નથી, કારણ કે હું તો તારા ગાન આગળ મારૂં એકપણ ગીત લલકારવાને લાયક નથી;

શું તું મને એક શ્રેષ્ઠ ગવૈયો નહિ બનાવે ?

( ૬ )

## કેસરીઆં કર્યાં તે કર્યાં.

હવે હું તને નિરખવાને સંપૂર્ણ રીતે ભાગ્યશાળી બન્યો છું. હવે મારી દૃષ્ટિ આગળ ગમે તેટલાં આવરણો ફરી વળે તોયે મને તેની કંઇ દરકાર નથી. કેસરીઆં કર્યાં તે કર્યાં, હવે તો લઢયે જ છૂટકો.

તેં મારી હૃદય વાટિકાને ગુપ્ત વેશે આવીને શણગારી છે, પણ હું ફક્ત હવે તારા આગમનની વાટ જોઇને જ બેઠો છું.

અરે! આજે હું કેમ આમ શોકાતુર બની બેઠો છું? તેની મને કંઈપણ ખબર પડતી નથી. શું આજે મારે આ જગતને વિદાય દેવાની તો નહિ હોય?

ચાલ, હવે મને મારાં સર્વ કાર્યો સમાપ્ત કરી લેવા દે!

ઓ મારા આત્મન્! આજે હું તારાં દર્શન વિના અડચણે કરી શકું છું.

( ૭ )

## પશ્ચાત્તાપ.

ઓહ પ્રભુ! કેવી તારી અપાર લીલા! જેને પહોંચી વળવાને બ્રહ્મા જેવાય નિરાશ બન્યા છે તો પછી ત્યાં આગળ મારા જેવા ક્ષુદ્ર પ્રાણીનું તે શું ગજું? તું શરીરરૂપી કાચની શીશીમાં આત્મારૂપી પારો વારંવાર ભર્યાં અને ઠાલવ્યાં જાય છે; આમ વારંવાર નવજીવન બક્ષ્યાં કરે છે. મારા આવાગમનનો તો કોઇ દિન જાણે અંત આવવાનોજ નથી. લક્ષ ચોરાશી ખાણ મારે માટે જાણે નિર્માણ થઈ ન હોય?

પર્વત અને પર્વતની ખીણોમાં, જંગલ અને જંગલની ધીચોધીચ ઝાડીઓમાં તેમજ સકલ સ્થળે તેં તારી નાનકડી બંસરીના નાદ ગજાવી તેના સૂર સર્વસ્થળમાં પૂરી

જ્યાં ત્યાં અવનવાં ચેતન ચળકતા હીરા માણેકના અલંકાર માફક પાથરી દીધાં છે.

તારી પીયૂષ વર્ષતી પાણી મારા શિરપર પડતાં મારૂં કોમળ હૃદય એકદમ આનંદમાં આવી જઈ મયૂર નર્તન માફક હોંસથી થનગણાટ કરી મૂકે છે, પણ દોષ ફક્ત એટલોજ છે કે હૃદય તારા તરફ મીંટ માંડતાં એકદમ મને મૂર્છિત બનાવી દે છે.

તું તારી કૃપાદૃષ્ટિ હંમેશાં મારા તરફ પ્રેમથી નાંખ્યા કરે છે. તોય પણ હું તો તારા દર્શનનો સદંતર ભૂખ્યો જ રહ્યા કરૂં છું. કોણ જાણે એ તે મારો કયા જન્મનો દોષ હશે?

( ૮ )

## બ્રહ્માંડવ્યાપી ગાન.

હે જગતસ્વામી! હું તો આપનું ગાયન સાંભળીને નિર્વાક્ બની જાઉં છું. મારૂં ચિત્ત તો તેમાં એવું એકલીન બની જાય છે કે મને આસપાસ શું બને છે તેની પણ ખબર પડતી નથી.

આપના ગાયનનો સુર સકલ બ્રહ્માંડોમાં વ્યાપી રહ્યા છે, અરે! ભૂતળને ભેદી તેની પાર પણ વહી રહ્યો છે.

ઓ પ્રભુ! હું તારા જેવું ગાયનગાવા તો જાઉં છું, પણ મારી વાણી તેવું દુષ્કર કાર્ય કરવાને મને પ્રથમથીજ અટકાવે છે.

મારા અંતરથી એવો અવાજ આવે છે કે એ નાના બાલ ! તું ગમે ત્યાં માથાં મારીશ તો પણ તારામાં એવું બ્રહ્માંડવ્યાપી ગાન ગાવાનું બળ આવવાનુંજ નથી, મિથ્યા ફાંફાં માર મા !

( ૯ )

## દર્પ.

દર્પ એ મનુષ્ય માત્રને અસદ્‌ગતિ દેનાર છે. આપણામાં એ દોષ છૂપાયલો હોય છે ત્યાં સુધી આપણી હૃદયવીણા બેસુરીજ રહે છે. પ્રભુ અને તેની વચ્ચે હજારો ગાઉનું અંતર રહેલું છે. આહા ! મારામાં એવું અલૌકિક બળ કયારે આવશે કે હું તે મહા પ્રભુને હંમેશાં મારી સમીપમાંજ જોયાં કરીશ ?

હે પ્રભુ ! તારી બંસરીના સુરમાં મારા જીવનસુરને તું એવો ભેળવ કે જેથી કરી મારૂં પ્રાણપંખેરૂ હંમેશાં તારા દિવ્ય દેશોજ જોયાં કરે.

દિવ્ય અને લૌકિક સુરનું મિશ્રણ થતાં શું બાકી રહે ? સ્વરૂપાનંદ અનુભવવાની એ એક અજબ ચાવી છે. આવી સ્થિતિમાં નાના અને મોટા વચ્ચે ઐકયજ સધાય છે.

( ૧૦ )

## મારી યાત્રા.

માયિક વસ્તુઓ માયા કલ્પિત પૂતળાંને અલૌકિક ધામથી દૂરને દૂરજ રાખે છે. પૂતળાં સૃજનહાર રૂપી

જાદુગરના નચાવ્યા પ્રમાણેજ નાચ્યાં કરે છે. જાદુગર પોતાની શક્તિ સમેટે છે તે વારે પૂતળાં ચૈતન્યહીન બની જાય છે. હું પણ તેમાંનુંજ એક છું. મારે તે જાદુગરના અલૌકિક ધામને મેળવવા માટે કેમ પ્રયત્ન નહિ કરવો? મેં મારા સહાનુધ્યાયીઓ સાથે તે અલૌકિક ધામની યાત્રા કરવાને માટે થોડાક દિન અગાઉથીજ મસલત કરી રાખી હતી.

મુકરર કરેલા દિવસે અમે પ્રભાતકાળે સાથે મળ્યા. આ વખતે પક્ષીઓ પોતાનું ગાન ગાઈ રહ્યાં હતાં. અમે પણ અમારૂં ગાન સુંદર ધ્વનિથી શરૂ કીધું. પુષ્પોએ પોતાની સુગંધ ચારે બાજુએ પ્રસારી દીધી હતી. અમે પણ અમારા ભજનની સુગંધે રસ્તાઓ પર શાન્તિ–સુવાસ પ્રસારી દીધી. આ વખતે સવિતાનારાયણે નભનારીને સોનેરી કિરણોથી ઝળકતી સાડી પહેરાવવી શરૂ કરી હતી. સરોવરમાં કમળો ખીલી ઉઠયાં હતાં; ને ભ્રમરોએ ગુનગુન કરવું શરૂ કરી દીધું હતું, અમે મુસાફરી કરવી શરૂ કરી અને પ્રભુના આશ્રયે અમારૂં જીવન રાખી વિના સાજે આગળ ઉપડયા. અમારૂં કાર્ય ફકત ઉતાવળથી આગળ વધ્યેજ જવાનું હતું. ખરા બપોરે અમને ઘણોજ તાપ લાગવા માંડયો ને ધરતી પર અમારા પગ પણ તપવા માંડ્યા. વાવાઝોડાને સંબંધ વિનાના કે ખંડિત મકાનની અંદર કે રેતીના રણમાં રહેલ વ્યક્તિ મારા સખત વાવાથી દબાઇ જશે કે કેમ (?) તેની કિંચિત્ પણ દરકાર હોતી નથી, તેવીજ રીતે પાપપંકમાં સબડતા સ્વાર્થાંધોને પોતાનું કાર્ય સરે એટલે બસ! એવીજ ધૂનમાં સામાનું શું થશે

તેની કંઇ પણ પરવા હોતી નથી. કોઇ પિછાનવાળાને આપણે તેની મરજી વિના પરાણે કામ વળગાડયું હોય તો તે શરમથી ન છૂટકે કામ કરી પોતાને શિરેથી વેઠ દૂર કરે છે તેવીજ રીતે આજકાલ ઘણાખરા યાત્રાળુઓ જેમને ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાની તો કંઇજ પણ પડી નથી, પણ યાત્રા કરી એટલે પરમાત્મા આપણો ઉદ્ધાર કરશે એમ ધારી તેઓ પોતાને શિરેથી વેઠ કાઢે છે. સખત તાપને લીધે મારૂં માથું ભમવા લાગ્યું ને હું તો રસ્તા વચ્ચેજ બેસી ગયો. મારા સદ્ભાગ્યે ત્યાં એક મોટું વડનું ઝાડ હતું તેની તળે જઇ હું આડો થયો.

કોઇ વ્યકિતને ઉંચી પાલકે ચઢાવી આસપાસના ટેકા લઇ લેવામાં આવે તેવીજ મારી દશા થઇ રહી. મારા કૃતઘ્ની મિત્રો મને એકલો મૂકીને મારી દૃષ્ટિ બહાર પણ થઇ ગયા સાથ મૂકીને ચાલ્યા જાય એ સાચા સંગાથી કેમ કહી શકાય? એવા નિર્દય મનુષ્યોને પ્રભુ પણ કયાંથી મળી શકે? હશે, એ વાતને મારે કંઇ પણ લેવા દેવા નથી. પ્રભુના પંથે પળતાં એવી નિંદક વાતો મારી આડે ન આવો. ભલે, તેઓ ચાલ્યા ગયા તેમાં મારે કંઇ પણ વાંધો નથી. મારા મિત્રો! તમારૂં પણ કલ્યાણ થાઓ. પ્રભુ તમને સન્મતિ અર્પો. છેવટમાં તમને અલૌકિક ધામની પ્રાપ્તિ થાવ એજ શુભાશિષ!!!

સાથ મૂકીને ચાલ્યા જાય એવા સાથીઓનું મારે કંઇ પણ કામ નથી. અદ્વૈત માર્ગે એ નજ નભી શકે. અદ્વૈતતા એજ સત્ય પાથ, એજ સાચો સાથ.

થોડી વારના બડબડાટ પછી હું પ્રભુ કૃતિનાં નવાં નવાં ગાન જોડી મારા ચિત્તને આનંદ આપવા લાગ્યો. આ વખતે મને કોઇ પાગલ સમજે તેવી મારી સ્થિતિ થઈ રહી હતી.

સૂર્યદેવ રીસાવાથી નભ–નારીની સાડીનો રંગ હવે ઝાંખો ઝાંખો થવા લાગ્યો, નભ–નારીએ હવે બીજો વેશ બદલવાની શરૂઆત કીધી, કારણ કે એ વારાંગના હોવાથી રાત્રિ દિવસ જૂદા જૂદા પતિઓ સાથે આનંદ ભોગવે છે.

હું ધીમે ધીમે પરમ ધામ પામવાની વાતજ વિસરી ગયો.

અંધકાર થતાં મને કોઇકનો પગરવ સંભળાયો. હું સ્તબ્ધ બનીને ઉભો રહ્યો. એકાએક તે પરમધામ દાતારને મારી સામે ઉભેલા નિરખીને હું આનંદાબ્ધિમાં ડૂબ્યો

આગળ ગયા વિનાજ મારી યાત્રાનો અંત આવ્યો તેથી કરી મને કેમ આનંદ ન થાય ? સફળ થઇ મારી યાત્રા.

## (૧૧)

## શુચિ હૃદય

હે મહા પ્રભુ ! મારા બધાય અંગમાં તારા તેજની ઝીણી ઝીણી કણિકાઓ વ્યાપી રહેલી હોય એમ મને પ્રત્યક્ષ દેખાય છે. મારૂં શુચિ હૃદય આટલા માટે મને પાપ માર્ગે જતાં અટકાવે છે.

મારૂં હૃદય તેં તારા તેજથી અજવાળ્યું છે તેટલા માટે તારે તેને ખોટાં વ્યસનોથી દૂર રાખવું જોઇએ.

હવે ભૂંડા યા ભલા દરેક તરફ મારૂં હૃદય પ્રેમની છોળો ઉડાવશે, કારણ કે એક વાર મહાપ્રભુનાં દર્શન કીધેલ વ્યકિત કોઇ દિ અનુચિત માર્ગે ચઢી શકે જ નહિ.

હે પ્રભુ ! હું દરેક કર્તવ્યો કરતાં પહેલાં તારા નામનો જ જાપ જપ્યા કરીશ, એટલે મારા શુદ્ધ હૃદયમાં કોઇપણ જાતનો ડાઘ પડી શકશે જ નહિ.

( ૧૨ )

## હૂકમની આવશ્યકતા

હે પ્રભો ! તું તારા ભક્તોનો દાસ થઇને રહ્યો છે, તો શું આ ભક્તનાં કામ સફળ નહિ કરે ? એક ક્ષણ વાર આવી મારૂં ગૃહ પાવન તો કર ?

તારા મુખની ઝાંખી એક વાર કરાવીશ તોયે બસ છે. એટલાથી જ મારૂં હૃદય શાન્તિ પામશે.

વસન્ત ઋતુ તો બેસી પણ ચૂકી. સુમન–પ્રફૂલ્લિત બાગમાં ભ્રમરો ગુનગુન કરી રહ્યા છે, સાથે મધમાખીઓ પણ બેસુમાર છે.

હવે મારૂં જીવન હું તને અર્પણ કરવાની તૈયારીમાં-જ છું. તારો હુકમ થાય તેટલી જ વાર છે.

( ૧૩ )

## નાનકડું પુષ્પ

હે બંશીધર ! હું કોણ ? હું તારા વિરાટ સ્વરૂપી વૃક્ષનું એક નાનકડું પુષ્પ. તું શું એને તારા કરકમળમાં નહિ પધરાવે ?

ભલે, તું એને તારી માળામાંથી મુકત કર, પણ તેને એક નાના દડા માફક ઉછાળી તેથી ગમ્મત મેળવીશ તોયે બસ છે. આ પુષ્પ તેથી પોતાને કૃતકૃત્ય થયેલ માની લેશે.

ભલે, આ પુષ્પ રસહીણું હોય, ભલે આ પુષ્પ દુર્વાસિત હોય, તોય પણ તું એને તારા કરકમળમાં એકવાર રમાડી લે, રમાડી લે.

*

( ૧૪ )

## એ મારી કેટલી બેદરકારી ?

તું મારા હૃદયમાં હોવા છતાં પણ હજુ તને નિરખવાની મને ફૂરસદ મળી નથી, આમ છતાં મારી તારા પર આસ્થા છે એ વાત તો સત્ય.

તું મારો પિતા છે, તું મારો બંધુ છે, તું મારો સખા છે, આમ દરેક વાતે તુંજ મારો છે. તને જેમ કહેવું હોય તેમ કહેવાને મને છૂટ છે, આમ છતાંય તને ભેટવાને હજી હું શકિતમાન થયો નથી એ મારૂં કેટલું કમભાગ્ય !

દરેક વસ્તુ હું તને અર્પણ કર્યા બાદજ મારા ઉપયોગમાં લેઉં છું. મારી કાયા પણ તને અર્પણ કરી ચૂકયો છું. આમ છતાંય હું તારાથી દૂરને દૂર જ રહું છું એ શું મારા નસીબનો વાંક ન ગણાય?

દરેકના કલ્યાણાર્થે મેં યાહોમ કરીને ભર દરિયે ઝોકાવ્યું છે, પણ મેં તેમાં કોઇ પણ જાતની કામના રાખી નથી. હુ તો નિષ્કામપણેજ દરેક કાર્ય કર્યે જાઉં છું. આમ છતાંય તને નિરખવાની મને ફૂરસદ મળી નથી, એ મારી કેટલી બેદરકારી?

## (૧૫)

## આખરે ફતેહ.

ઉનાળાના સમયમાં એક રાત્રે હું મારી અગાશીમાં બેઠો બેઠો ઠંડા પવનની લ્હેર અનુભવતો હતો; એ વખતે આકાશમાં ઉગેલાં અસંખ્ય પુષ્પો નિહાળી મને તે ચૂંટવાનું મન થઈ ગયું, પણ તે ચૂંટવાને હું અશકિતમાન નીવડયો. એમ છતાંય ધાર્યું કે સવારમાં તેઓ મારી પથારી ઉપર પડશે તો હું તેમને નકકી ઉઠાવી લઇશ.

પણ હાય! પ્રભાતમાં પથારી પર જોતાં એક પણ પુષ્પ મારે હાથ આવ્યું નહિ. નિરાશ બની હું તો બડબડવા લાગ્યો. "નસીબ બે ડગલાં પાછળનું પાછળ હોય ત્યાં શું મેળવી શકાય? હું હવે નિઃસહાય બન્યો છું. ઓ હૈવેશ!

હવે તું મારી લાજ રાખ. મારી આટલી કામના પૂર્ણ કર એટલે બસ ! ”

એકાએક મારી નજર એક ખૂણા પર પડી તો ત્યાં મેં એક અમૃત કટોરી પડેલી દીઠી. જેમાં કેટલાંક અમૃત બુંદ પડેલાં હતાં, પણ તે મારે માટે પૂરતાં ન હતાં; પણ એ પરથી મને મારી અલભ્ય વસ્તુ પ્રાપ્ત થવાની સંપૂર્ણ આશા બંધાઇ.

બીજે દિવસે પથારી પર પગ મૂકતાંજ તેમાં એક પુષ્પોની મોટી માળા મારા જોવામાં આવી, હું તે ઉપાડવા ગયો પણ તેને અડકવાની મારી હિમ્મત ચાલી શકી નહિ. રાત્રે હું તો પથારીની બહારજ સૂઇ ગયો. સવારમાં ઉઠીને જોઉં છું, તો તે માળાથીજ મેં મારી ડોક શણગારાયલી દીઠી. આમ અલભ્ય વસ્તુ પ્રાપ્ત થવાથી હું મારૂં અહોભાગ્ય માનવા લાગ્યો.

પણ તેં જ મને કહ્યું કે—“ એ માળા તારા કામની નથી. એ તારી મુક્તિની આડે આવશે, એનો ત્યાગ કરવામાં-જ તારૂં કલ્યાણ સમાયલું છે.” એટલે હે હૃદયેશ ! હું તે તારા કંઠે જ ધરાવું છું. એને બદલે તું મને અમૃત ભરેલી કટોરી પાઇ મારૂં જીવન સફળ કર.

તેં મારી પ્રાર્થના સ્વીકારી મને અમૃત કટોરી પાઇ અને તેની સાથે એક ચકચકિત ખડ્ગ દાનમાં દીધું.

હવે મેં મૃત્યુનો ભય ત્યજી દીધો છે. મારી આડે આવતા ઝેરી સર્પોને તારૂં આપેલું તેજસ્વી ખડ્ગ અવશ્ય

પોતાના દહનબળથી બાળી મુકશેજ એમાં જરાયે સંશય નથી. તારા આપેલા ખડ્ગને હું મારા હૃદય સરસું ચોંપી રાખીશ, અને તેથી અધિક આનંદ લૂંટીશ, કારણ કે એથી મને આખરે ફતેહ મળનાર છે.

ઓ વિશ્વેશ્વર! તું હંમેશ તારા આપેલા તેજસ્વી ખડ્ગથી શણગારાઇ મારી હૃદયશય્યા પર પોઢી મને તારાં દર્શન દેતો રહે એ જ મારી અન્તિમ પ્રાર્થના!!!

(૧૬)

## અપાર લીલા.

જુદી જુદી જાતનાં રંગીત ચિત્રોને નિહાળી આકાશમાં વર્ષાઋતુમાં ઉત્પન્ન થતા મેઘ ધનુષ્યનું, જૂદી જૂદી જાતનાં રંગીત પ્રાણીઓનું તેમજ ભિન્ન ભિન્ન રંગી ફૂલડાંનું ભાન મને એકદમ થઇ આવે છે.

હું જ્યારે નૃત્ય સાથે સંગીત ગાતો ગાતો તને રીઝાવવાનો યત્ન કરૂં છું ત્યારે મને તરૂપાનનો ફક્ત વાયુની મદદથી થતો નાચ નિહાળી ઘણો આનંદ થાય છે. મયૂર—નાચ પણ મારૂં અંતર રીઝવે છે તેમજ ધરતીકંપથી થતો વસુંધરા દેવીનો નાચ પણ મને તે વખતે યાદ આવે છે. એ બધાંના નાચ પાસે મારા નૃત્યને હું કાંઇ પણ લેખામાં ગણુતો નથી કારણ કે ઉત્કૃષ્ટપણાનું અભિમાન અધમપણાનેજ પ્રાપ્ત કરાવે છે.

હે જગન્નાથ ! તને ધરાવેલ પંચામૃત તથા પ્રસાદ ચાખતાં મને તે ઘણો સ્વાદિષ્ટ લાગે છે. આ વખતે મને પુષ્પ–રસ, તથા તે રસ ચૂસી માખીઓ તથા ભ્રમરોએ બનાવેલ મધ, મીઠાં ફળ, મીઠાં અન્ન, મીઠું પાણી તથા દૂધ વિગેરેનું ભાન એકાએક થઇ આવે છે. આ પરથી તારી અપાર લીલાનું ભાન મારા અંતરને ઉકેલી મને અતિ આનંદ આપે છે.

નવો યુગ શરૂ થતાં હે પ્રભો ! આ દુનિયાપર તારૂં હાસ્ય શરદઋતુનાં નિર્મળ આકાશમાં પ્રકાશતા સૂર્ય સમાન ચારે કોર પ્રસરી રહે છે, અને તું જ્યારે નવો અવતાર ધારણ કરે છે ત્યારે દુનિયા કાંઇક નવા રૂપમાં પલટાશે એમ જણાવા માટે અનુપમ સુવાસ સાથે તારા વિજય દુદુંભિનો ધ્વનિ પ્રસરી રહે છે.

( ૧૭ )

## સંપૂર્ણ અદ્વૈત.

અજ્ઞાન લોકો તારા આધાર પર આગળ ને આગળ વધ્યે જાય છે, તોય પણ તને તેઓ જોઇ શકતા નથી. હું તે બિચારાંઓને મારી વાણી દ્વારા અમૃત પાયાં કરૂં છું. અમૃત ઘુંટડા ગળે ઉતારવા કે ન ઉતારવા તેનો આધાર તેમના પોતાના પરજ રાખવામાં આવે છે. આમ છતાંય મારા હૃદય–સરેથી ફૂટેલ અમૃત ફૂવારો તો અખંડ ઉડ્યા જ કરે છે.

હે મારા હૃદયાત્મન્! મેં તો તારી વાટ જોઇ જોઇને મારા દિન ઘણાયે વીતાવી નાંખ્યા આમ છતાંય તું કયાં છૂપાઇ રહ્યો છે તેની મને જરાયે ખબર પડતી નથી. રસ્તાનાં વટેમાર્ગુઓ તો મને પાગલ જેવો સમજીને મારૂં નામ પણ લેતાં નથી. હવે તો તેઓ મારા તરફ તિરસ્કાર ભરી દૃષ્ટિ નાંખીનેજ ચાલ્યાં જાય છે.

હે પ્રભો! શું તને મારામાંથી ગર્વ નષ્ટ નથી થયો એમ લાગે છે? જો એમ હોય તો તું મારા સર્વ દોષો હઠાવવાને માટે મારા તરફ કરૂણાભરી દૃષ્ટિથી જોઈને મારા હૃદયમાં દાન, દયા ને દીનતા આ ત્રણનો સમાવેશ કરજે. એક વખતે હું તારા સંબંધી વિચારમાં હતો તે વારે મેં તને ગરૂડ પર બેસીને આકાશ માર્ગેથી ઉતરતો જોયો. નજદીક આવતાં મેં તારી બંશીનો નાદ સાંભળ્યો. આ વખતે તારા મુખ પર આખી દુનિયાનું તેજ ઝળકી ઉઠેલું જણાયું. હું તારા તેજમાં અંજાઇ ગયો, પણ તેં મને શાન્ત્વન દેવાને માટે તારૂં તેજ એકદમ પાછું સમેટી લીધું ને મને તારી બાથમાં લીધો.

રસ્તે જનારા મુસાફરો તો આ બનાવ જોઇ એકદમ ભૂત છે ભૂત છે આમ બૂમો મારતા મુઠીઓ વાળીને જેમ ફાવે તેમ નાસવા લાગ્યા. મને તેઓના અજ્ઞાન પર હસવું આવ્યું, પણ હાસ્ય એ તો અભિમાનની નિશાની છે એમ ધારી મેં મારા મુખ પર હાથ દબાવી દીધો.

તેં મને મારામાં અભિમાનનો કિંચિત્ પણ અંશ ન જોતાં તારો પોતાનો ગણી ધન્યવાદ આપ્યો અને કહ્યું કે "તારામાં ને મારામાં કિંચિત્ પણ ભેદ ન જાણુ, તું તે હું અને હું તે તુંજ." આમ અદ્વૈત રૂપ પ્રમાણુ.

(૧૮)

## સ્વરાજ્ય-આકાંક્ષા

હું ઘણાક કાળથી દીર્ઘ પંથે મારાં ચરણ મૂકતો મૂકતો આવું છું.

મારૂં પુણ્ય પરવારતાં પ્રથમ હું તારા ધામથી છુટો પડયો. પ્રથમ હું આકાશ માર્ગે ઉતરી આવ્યો, ને અહીં આગળ મંગળલોક, ધ્રુવલોક, શુક્લોક વિગેરે વિગેરે લોકમાં કેટલોક કાળ રહી તારલાઓ રૂપે પ્રકાશી એકાએક પર્વતો માર્ગે ઉતરી આવી અરણ્યો તથા વિકટ માર્ગો ભમતાં ભમતાં મૃત્યુ લોકમાં આવી પહોંચેલ છું. હજુયે કેવી કેવી યોનિઓમાં ભટકવાનું હશે તેની કોને ખબર છે? તું મને એવા માર્ગોથી અભય કરે તો સારૂં.

તને મળવાનો રસ્તો મને હવે મારી દૃષ્ટિ સમક્ષ દેખાય છે. પણ ભય એટલોજ રહે છે કે કદાચ તું એટલા ટુંકા માર્ગમાંય વિઘ્નો નાંખે.

મારા અધિષ્ઠાતા દેવ! હવે મને સ્વતંત્રતા બક્ષી સ્વરાજ્ય આપવું એ તારાજ હાથમાં છે.

(૧૯)

## એક યાચના.

હું એકાન્ત જોઇ સાગરતીરે ઉભો હતો. ચંદ્રરાજ સાગરમાંથી પોતાનું શિર ઉન્નત કરી રહ્યા હતા. તેમની આસપાસ દિવ્ય જ્યોતિ ફેલાઈ રહી હતી. મેં તેમને પૂછ્યું–'હે મહાત્મન્ ! તમારી આસપાસ આટલું બધું તેજ ક્યાંથી ?'

ચંદ્રરાજે કહ્યું–'ભાઇ, એ તો મારાં અસંખ્ય કિરણો છે; એ સૌ રવિરાજ કે જેનાથી આ દુનિયા ચાલે છે, તેનોજ પ્રતાપ છે.'

મેં કહ્યું–'મને તમારૂં એકજ કિરણ આપશો તો આપનો અત્યંત ઉપકાર થશે. અંધકાર સમયે એ મને પ્રકાશ આપવામાં સહાયકર્ત્તા થઇ પડે એટલા માટેજ હું એની માગણી કરૂં છું.'

ચંદ્રરાજે મને હસીને કહ્યું–'દિનકર આથમે તે સમયે હું તે કિરણોને લઈને આકાશમાં ફરવાને નીકળું છું. હું તેમાંથી એક્કેને વિખૂટું પાડી શકું તેમ નથી. કદાચ પુણ્ય પરવારતાં પોતાની મેળે ખરી પડે તો તેમાં મારો કોઈપણ જાતનો ઉપાય નથી.'

અમાસની અંધારી રાત્રે મેં તેમને ફરીથી આજીજી કરીને કહ્યું–'ઓ મારા પ્રભુ ! મને કિરણ નહિ આપો !'

ચંદ્રરાજે કહ્યું–'ભાઇ, તારી પોતાની પાસેજ અસંખ્ય કિરણો રહેલાં છે તો પછી તું શા માટે એકજ કિરણની માંગણી કરે છે? તારા પોતાના હૃદયમાં રહેલા આત્મચંદ્રને નિરખ. સંસારાબ્ધિમાં પ્રસરેલ અંધકારને એ આત્મચંદ્રના તેજથી તું પોતાની મેળેજ દૂર કરી શકશે. હવે વિચાર કર કે એક કિરણ કરતાં એમાંથી તને કેટલો લાભ મળી રહેશે?

આમ કહી ચંદ્રરાજ આકાશ–હૃદયે છૂપાઇ ગયા.

(૨૦)

## શુભાશીર્વાદ.

મેં તને સામેથી કોઇ તેજસ્વી રથ પર બેસીને આવતો દીઠો. આ વખતે હું નદી કિનારે ઉભો હતો. મારા હાથમાં ફક્ત એક કમળ પુષ્પ હતું.

તેં મારી પાસેથી મને થોડાક તાંદુલ આપ એવી માગણી કરી, મેં કહ્યું 'હે નાથ! મારી પાસે ફક્ત આ કમળ પુષ્પ છે. કહો, હું આપને તાંદુલ કયાંથી લાવી આપું?'

તેં કહ્યું–'ભલા માણુસ! શોચ શા માટે કરે છે? તારા ખભે ભેરવેલી તારી ખાલી ઝોળીમાં તપાસ કર.' ઝોળી પર નજર પડતાંજ મેં ઝોળી અલોપ થયેલી દીઠી; પણ તેના બદલે મેં મારાં ચરણ આગળ એક નાની તાંદુલની ઢગલી દીઠી.

તું મને આમાંથી થોડાક તાંદુલ આપ એમ તેં નમ્રતાથી કહ્યું.

મેં કહ્યું-'નાથ ! એ પર મારો જરાયે હક નથી. એ વસ્તુતો ભૂમિમાતાનીજ ગણી શકાય.

આ વખતે મારા માથા પર હાથ મૂકી તેં મને આશીર્વાદ દીધો. 'વત્સ ! તેં તાંદુલ જેવી પર વસ્તુને ઠોકર મારી, મારી માગણીનો અસ્વીકાર કર્યો છે તેટલા માટે હું તારા પર પ્રસન્ન થયો છું. જા હવેથી તું જે વસ્તુને ઇચ્છીશ તે તારી સમીપ હાજર થશે.

મેં કહ્યું-'વિશ્વરાજ ! હું એવી માયાવી વસ્તુઓની ઇચ્છા કરતો નથી. પણ તું મને એટલુંજ આપ કે હું જે જે જનોના શિરપર મારો હસ્ત મૂકું તે સર્વ તને ઓળખે અને અંતે તારામાં વિલીન થાય.

તથાસ્તુ કહી તે અંતર્ધાન થઈ ગયો. મેં ચારે બાજુ તપાસ કરી પણ કોઇ પણ સ્થળે ફરીથી તે દેખાયોજ નહિ.

મેં મારા હાથમાં રહેલ કમળ પુષ્પને મારા હૃદય-સરમાં હજારો પાંખડીથી પ્રકાશતું દીઠું.

( ૨૧ )

## પ્રભુ કૃપા.

ઉપર આભ અને નીચે ધરતી આવી રહેલ છે. આકાશમાં વાદળાં ચઢી આવેલાં હોવાથી ધરતી પરથી સવિતા દેવનો પ્રકાશ બરાબર નિહાળી શકાતો નથી. પ્રભુનાં બાળકો

સંસાર સાગર પર પોત પોતાની નૌકાને હાંકી રહ્યાં છે. કેટલાંક પોતાની ડોલતી નૌકાને સાગરના કિનારા સુધી પણ લાવી રહ્યાં છે, તો કેટલાંક અજ્ઞાનતાથી સાગરમાં પોત પોતાની નૌકાઓને ઝોલાં ખાતી કરી રહ્યાં છે. સદ્‌ગુરૂ મળ્યા વિના ખરો રસ્તો કયાંથી લાધે ? સાગર કિનારે પહોંચેલાંને કયે પંથે વિચરવું તેની કંઇ સમજ પડતી નથી. અહીંથી ચંદ્રલોક, સૂર્યલોક, ઇંદ્રલોક, બ્રહ્મલોક, સત્યલોક, તથા વૈકુંઠપુરી વિગેરે સ્થાનો પર જવાના ફાંટા ફૂટે છે. કર્મ પ્રમાણે યમરાજના દૂતો આવી દરેકને ઘટતાં સ્થાનો પર લઇ જાય છે.

દરેકને સમય પુરો થતાં કાળ તુર્તજ હડપ લઇને ગળી જશે. કાળ સર્વ કોઇને ગળે છે. કોઇને પણ બાકી મૂકતો નથી. ગમે તે માર્ગે જનારને એક દિન તો ગળીજ જવાનો. પ્રભુ સિવાય કાળનો કોળીઓ દરેક જણ થવાનું એમાં કિંચિત્ પણ ભૂલ નથી. કાળના ભયથી છોડાવનાર ફક્ત એકજ વસ્તુ છે. તે કઇ ? તો પ્રભુ કૃપા.

( ૨૨ )

## આળુ પ્રયાસ

એક વખતે બ્રહ્મસદનમાં સઘળા દેવોએ એકઠા મળીને એવો વિચાર કીધો કે આપણે એક મોટો તેજનો ગોળો બનાવીએ. આમ વિચાર કરી સઘળાએ પોતપોતામાંથી તપઃ-પ્રભાવે કરીને થોડું થોડું તેજ બહાર કાઢયું, ને તેનો એક મોટો જ્યોતિઃ ગોલ નિર્માણ કર્યો.

અકસ્માત્ આ ગોળાના ચાર વિભાગ બન્યા, એક ભાગનું તેજ સૂર્યમાં પ્રવેશ્યું. બીજા ભાગમાંથી બે વિભાગ પડયા તેનું તેજ ચંદ્ર, નક્ષત્રગણો તથા તારાઓમાં દાખલ થયું. ત્રીજા ભાગનું તેજ સઘળી ખાલી જગાઓમાં પ્રસરી ગયું, ને ચોથા ભાગનું તેજ કયાં ગયું તેનો તો કાંઇ પત્તો ખાધોજ નહિ. ચોથા ભાગના તેજનું શોધન કરવા દેવોએ ઘણાંયે ફાંફાં માર્યાં, પણ તેમાં તેમનું કાંઈ વળ્યુંજ નહિ.

દેવોએ મીઠા સ્વરે બોલવા માંડયું—'ચાલો, કાંઇ ફિકર નહિ, જે થયું તે સારૂં થયું. પ્રત્યુપકારાર્થેજ આપણું ધન ખર્ચાઇ ગયું છે એટલે આપણે કાંઇ નિરાશ થવા જેવું રહ્યુંજ નથી આપણે ફરીથી વહેંચાઈ ગયેલું ધન સંપાદન કરી શકીશું, પણ ચોથા ભાગનું તેજ કયાં ગયું તેની શોધ માટે હવે આપણે સતત પ્રયાસ કરવો જોઇએ.

કાળના કાળ વીતી ગયા તોપણ અત્યાર સુધી કોઇને એ તેજનો સાક્ષાત્કાર થઇ શકયોજ નથી, તેમ થવાનો પણ નથી, મહા પ્રલય કાળ વીત્યા પછી નવી સૃષ્ટિ નિર્માણ થાય ત્યારે જે થાય તે ખરૂં.

( ૨૩ )

## મિથ્યા પાશ

અલંકારો શા કામના ? ઈશ્વર સાક્ષાત્કાર કરવો હોય તેને તો માયાપાશમાં ફસાવે તેવા અલંકારોનો મૂળમાંથી

ત્યાગ કરવોજ જોઇએ. અભિમાનની સીઢી પર ચઢાવી ત્યાંથી નીચે ગબડાવનાર એ મિથ્યા અલંકારોજ છે.

હે રાજ રાજેન્દ્ર! મેં તો પ્રથમથીજ તારૂં શરણ ગ્રહ્યું છે, માટે મને એવી સાંસારિક મિથ્યા ઉપાધિમાં નાંખીશ મા! મારૂં જીવન તું તારી બંશીના મીઠા સાદે રંગાવા દે એટલુંજ હું તારી પાસે યાચું છું.

( ૨૪ )

## મિથ્યા ખેલન

જેનું ચિત્ત એશઆરામમાં ભળેલું છે ને જે પ્રભુનાં વ્હાલાં બાળકો તરફ પ્રેમ રાખતો નથી એવો બાળક ગમે તેટલા ખેલ ખેલે તો પણ તેના તેવા મિથ્યા ખેલન પર ધુળ પડી સમજવી.

સાંસારિક ખેલ કરતાં હૃદય રંગ્યા ખેલ તરફ જો તે પોતાની દૃષ્ટિ ઠારે તો તેને પોતાના આત્માની ઝાંખી કેમ ન થાય?

હે મુરારે! તું મલિન ચિત્તને તારા પ્રતિ વાળે તો શું તેનો ઉદ્ધાર ન થાય? પણ હોય, એમજ હોય! સરખી રીતે ચલાવા જાય તો દુનિયા કેમ નભે?

( ૨૫ )

## સત્તત્વ

અરે બેવકૂફ! તું પોતેજ પ્રભુરૂપ છે. જરાક વિચાર કરી જોઉં તો તે બાબતની આંટ તુર્તજ ઉકલી જાય. ભિક્ષુક

માફક શામાટે ભમ્યા કરે છે? જરાક વિચાર કર કે હું કોણ છું? ભિખારી કે તવંગર! ભૂલથી શા માટે તું તને પોતાને ભૂલ્યો છે? તું ભિક્ષુક નથી તેમ તવંગર પણ નથી; તું જાતેજ ઇશ્વર છે.

તું તારા હાથેજ સંસારભાર ઉતારી નાંખી તને પોતાને ઓળખ.

તું પોતાના પવિત્ર આત્માને પોતાના હાથેજ અપવિત્ર ન બનાવ. પુણ્યભૂમિ પ્રત્યે તારાં પગલાં માંડ ને સત્તત્વને નિરખ.

( ૨૯ )

## પામર મનુષ્ય

જે સ્થાનમાં અનાચાર ઘણોજ વધી જાય છે, તે સ્થાનમાં હે પ્રભો! તું તારી કુમ કુમ પગલીઓ પાડે છે એ વાત સત્ય છે. નિઃસંશય તું અધર્મરૂપી લાક્ષાગૃહ બાળી મૂકવાને તુર્તજ પ્રયાણ કરે છે.

અહંકારથી તું અવળા મુખે હજારો ગાઉ દૂર ભાગે છે.

નિરાધારના નાથ! તારા સ્થાનનો પાર પામવાને ભલભલા શકિતમાન થયા નથી તો પછી મારા જેવો પામર મનુષ્ય તને કયાંથી પામી શકે?

( ૨૭ )

## જાગૃત થા

અરે ! જરાક આંખ ખોલ, પ્રભુ તો તારી પાસેજ ઉભો છે. ભેદભાવ નષ્ટ થતાં તે તારી સન્મુખ આવી નાચવા લાગશે.

પત્થરના પડમાં, પંકજની પાંદડીમાં, ઉદકના ચળકાટમાં તેમજ અગ્નિના ચમકાટમાં મારો નાથ વસી રહેલ છે.

અરે ! પોતપોતાની મેળેજ બંધાઇ ગયેલ હોય ત્યાં તે મુકિતની આશા કેવી રીતે રાખી શકે ? બંધન તૂટવાં કાંઇ સ્હેલાં ન હોઇ શકે.

ભલે, તું ધૂળથી રજોટાય, તારા પર રાફડાના રાફડા બાઝી જાય તોય પણ તું અંતર્યામિનું નામ લેવાનું ન ચૂક. વાલ્મિકીની પેઠેમ્ તારો પણ ઉદ્ધાર થઇ જશે.

( ૨૮ )

## ૐ આનંદ આનંદ

દૂરના ડુંગર રળિયામણા, આ કહેવત પ્રમાણે હે પ્રભુ ! તું ઘણે દૂર હોવાથીજ સર્વમાન્ય ગણાય છે, નહિ તો તને પૂછત પણ કોણ ? જેમ ઘણા કાળના એકપણાથી હેતાભાવ થાય છે તેમ તું સર્વની નિકટ વસેલ હોત તો તારી ઉપાસના પણ કોઇ કરત નહિ.

વાહ ! વાહ ! તેં તારી જ્યોતિનાં કિરણ સકલ સ્થળે ઠીક વેર્યાં છે, હું પણ તેમાંનું એક છું. પર્વત,

નદીઓ, વન, ઉપવન, નક્ષત્રો, તથા ચૌદ ભુવનના અન્ય કોઇ ગુપ્ત સ્થળ વિષે પણ મેં મારૂં તેજ નાંખી જોયેલ છે. કોઇપણ સ્થળે પર્યટન કરવાનું મેં બાકી રાખેલ નથી ને હજુયે પણ મારે ભવરણમાં કેટલુંયે ઘુમવાનું બાકી છે તે વાતથી હું તદ્દન અણવાકેફ છું.

હું મારા પોતાના મુકામેથી ભૂલો પડયો છું. મૂળ સ્થળ ગોત્યા કરૂં છું પણ જાણે અંધ ન બન્યો હોઉં ! તેવી રીતે મને કોઇપણ દિશા પ્રતિ જવાનું સૂઝતુંજ નથી.

અંતર્દ્વાર ખુલતાં ખરો રસ્તો સૂઝી ગયો ને એકદમ ચીસ પડાઈ ગઈ કે ભલા કિરણ ! હવે તારે ભ્રમણ કરવાનું મટી ચૂકયું:

છેવટે ૐ આનંદ આનંદ એમ ઉચ્ચારતાં હું તેજ સ્થળે મૌન ધારી બેસી રહ્યો.

( ૨૯ )

## દર્શનની આકાંક્ષા.

અરે પ્રભુ ! હું તને મેળવવા સાટે જેમ જેમ વધુ વધુ યત્ન કર્યા કરૂં છું તેમ તેમ તું તો મારાથી દૂરનો દૂરજ નાસે છે.

શું મારી પુષ્પો વેરેલી શય્યા તને નથી ગમતી ? શું હું તારા માનાર્થે ઘૃતના દીવા અખંડ બાળ્યા કરૂં છું તેમાં તને કાંઇ ખામી લાગે છે ?

હે પ્રભો ! હું તારા ચરણ રજની પ્રસાદી લેવા ચાહું છું. મને એક વાર તો તારાં દર્શન આપ ! ચરણ ખખડાવી શા માટે અધૂરા અવાજે છૂપાઇ જાય છે ?

હજી સુમને તો પોતાની પાંખડી ઉઘાડી પણ નથી. સમીર તો વાય છે, પણ સુગંધ કેવી રીતે ફેલાવે ?

શું મારા હૃદયની આશા અધૂરી રહેશે ? અરે કૃપાનાથ ! એક વાર તો દર્શન આપી મને કૃતાર્થ કર ?

અરે ! મારા આશાના ડુંગર તો ઢળી પણ પડયા. મને લાગે છે કે મારામાં કાંઈક ખામી હોવી જોઇએ.

સૂરે સૂરની મીલાવટ ન થાય ત્યાં સુધી બધુંયે વૃથા છે.

( ૩૦ )

## શાશ્વત સૂર-યાચના.

હે વિશ્વંભર ! મને તારાં ગીત ગાવાને એવો શાશ્વત સૂર અર્પણ કર કે જે ગાતાં ગાતાં હું બિલકુલ થાકી ન જાઉં. મારામાં એવું બલ સ્થાપન કર કે કામ કરતાં કરતાંય તારાં ગીત ગાતાં મને બિલકુલ કંટાળો ન આવે પણ મારૂં હૃદય આનંદથી હંમેશ પ્રપુલ્લિત રહ્યાં કરે.

હે હૃદયેશ ! તારાં ગાને તો ભલભલાનાં હૃદય ખોલ્યાં છે, હૃદયના તાર ઝણઝણાવ્યા છે, તેમ આત્મદર્શન પણ દીધાં છે.

અમૃતની લ્હાણી લ્હાનાર પણ એજ, અને રસદાન દેનાર પણ એજ.

( ૩૧ )

## એકજ અભિલાષા.

અરે ! આવી અંધારી રાત્રે જેમાં કોઇ પણ માણસનો બોલ સરખોયે સંભળાતો નથી, જાણે ઉજ્જડ વેરાન ન હોય ! તેવા સમયે તું એકલો કેમ રખડે છે ?

શું તારે કોઇ એક ભકતની કામના પૂરવાની બાકી છે ? કે સ્વર્ગના દેવોને તું પૃથ્વી પર ઉતારવા મથે છે ? જેમ હોય તેમ મને સાચે સાચું કહી દે. ઓ મારા હૃદયેશ્વર ! તું મારાથી કોઈ પણ વાત છૂપાવતો મા !

દુનિયાપર પ્રવર્તતા અધર્મને નિહાળી તારૂં ચિત્ત કદાચ ખિન્ન બન્યું હશે, એમ હું ધારૂં છું. મને લાગે છે કે તું કોઈ એક ઠેકાણે અવતાર ધારણ કરવાની ઇચ્છા ધરાવતો હશે.

ભલે, ગમે તેમ હોય ! એમાં મારે શી લેવા દેવા ? મારી ફકત એકજ અભિલાષા પૂરણ કર એટલે બસ ! “ તું તારાં પવિત્ર પગલાંથી મારૂં મંદિર પાવન કર. ”

( ૩૨ )

## સત્ય સ્વરૂપાવલંબન.

આ નશ્વર સંસારમાં મિથ્યા ભોગ વિલાસમાં મસ્ત રહી વાંરવાર જન્મવું અને મરવું એ હે જીવ ! શું તારે માટે ઉચિત છે ?

હે દીન પ્રાણી ! હવે તું ઉત્કૃષ્ટ પથે ચઢવાને યત્ન આદરે તો સારૂં. આગળ પાછળનો જરાયે વિચાર મનમાં ન આણીશ, કારણ કે સાંસારિક મોહ તને અવગતિજ દેનાર છે માટે સત્યનું અવલંબન કર.

ઋતુઓ આવે છે અને જાય છે. ગંધ પુષ્પોમાંથી પમરે છે, ઓર મજાક દે છે, અને વાયુમાં લય પણ પામે છે. નામ રૂપ અનિત્ય હોવાથી તેનો પણ વિશ્વાસ ન ધર. એ સૌ પરમેશ્વરની અકળ પણ નાશવંત લીલા છે, ફકત એક સત્ય સ્વરૂપ નિરખ એટલે બસ !

( ૩૩ )

## હરિ શરણ.

મારા મરણ સમયે સર્વ કોઇ રામ નામનો ઉચ્ચાર કરજો. રડી રડી મને નકામાં અશ્રુ પાશો મા !

ખાલી હાથે આવ્યો તેમ ખાલી હાથેજ ચાલ્યો જઇશ. હું તમારૂં કાંઇ પણ બાંધી જવાનો નથી. અંત સમે મારૂં ચિત્ત કોઇ પણ વસ્તુમાં ભરાવશોમા ! મને મારા ધાર્યા પંથે જવા દેશો તો પરમેશ્વર આપ સર્વનું કલ્યાણ કરશે.

હવે જ્ઞાન સૂર્યે પોતાની તેજસ્વી કૂંચીથી મારૂં અંતર-કબાટ ખોલી તેમાંથી અજ્ઞાનાંધકાર હઠાડયો હોય એમ મને સમજાય છે, એટલે કોઇપણ જાતની વાસના મને નડી શકવાની તો નથીજ.

હું જઈશ કે તુર્તજ શ્રી હરિ મને પોતાનેજ ખોળે ધરશે, કારણકે મારો એના પર સંપૂર્ણ વિશ્વાસ છે. ઘણા કાળથી મેં એનામાં એક નિષ્ઠાધારી છે તો શું એ મને પોતાનો નહિ ગણે ?

( ૩૪ )

## કલ્યાણ માર્ગ.

સંસાર સાગરમાં ડૂબકીઆં ખાતી મારી નાવને હવે મારે પ્રભુના ધામ પ્રતિ હંકારવી એમાંજ મારૂં કલ્યાણ સમાયલું છે. નકામો અવસર ગુમાવી શા માટે મિથ્યા ગોથાં ખાવાં ?

વર્ષાઋતુ ચાલી ગઈ અને શરદ પણ બેસી ચૂકી. નિર્મળ ઋતુની માફક મારે પણ નિર્મળ બનવું જોઇએ. હું તો હવે શ્રીહરિના ચરણ સમીપ જવાની રાહ જોતોજ ઉભો છું.

આ જીવને દુનિયાની દરેક વસ્તુ પર વૈરાગ્ય આવી ચૂકયો છે. સાંસારિક લ્હાવા લેવાનું એણે કિંચિત્ પણ બાકી મૂકયું નથી. હવે એને શ્રીહરિ માયા–ગાંઠણમાં નહિ ગાંઠતાં પોતાની સમીપ લે તો સારૂં.

હે જીવ ! જો સાંભળ. કેવું મધુર સંગીત ગવાઇ રહ્યું છે ! હવે તું વાયુ રૂપ થઈ એ સંગીતના સૂરે ભળી જા, એટલે શ્રીહરિ તારી ધારણા પાર પાડશે.

( ૩૫ )

## તારો પ્રેમ.

સંસારી જીવો એવા છે કે મને આગળ ધપવા દેતા જ નથી. હું એકાન્તમાં રહેવાની ઇચ્છા તો ઘણીયે કરૂં છું, પણ તે લોકોએ પોતાના પાશમાં મને એવો સજ્જડ બાંધ્યો છે કે હું તેમાંથી છૂટી શકતો નથી.

હે પ્રભુ ! તું મને એ માયાજાળમાંથી મુક્ત નહિ કરે ?

હવે તું મને એવી સદ્દબુદ્ધિ આપ કે જેથી હું તારૂં હંમેશાં ભજનજ કર્યા કરૂં. મને અજા–પાશમાંથી છૂટો કરી હવે તારો પ્રેમી બનાવ. તારો પ્રેમજ મનુષ્ય માત્રને સદાકાળ મુક્ત રાખે છે.

( ૩૬ )

## અરે હૃદયાનંદ !

અરે હૃદયાનંદ ! સુખ દુઃખ અને સારાસારનો વિચાર તારે લીધેજ ઉત્પન્ન થાય છે.

મારા માટીના મંદિરમાંથી ઘણીયે વખત તું અજબ જાતના સૂરો કઢાવે છે. તારે લીધેજ હું બોલી ચાલી શકું છું. તું ઉડી જતાં મારૂં શરીર નિશ્ચેતન બની જાય છે, અને લોકો તેને સળગાવી મૂકે છે કે જમીનમાં દાટે છે.

રાતી, પીળી, કાળી ઘઉંવર્ણી, તથા ગોરી વિગેરે જાતના જૂદા જૂદા રંગોની આકૃતિઓ તું તારી માયાએ કરીને

ઉપજાવે છે. તેઓને પોષે છેય તું, અને નષ્ટ પણ કરે છેય તું. બધું તારા વડેજ થાય છે. તારી સાથેના સ્નેહ સમાગમથી તું માણસને દુનિયા પ્રતિનો સ્નેહ વિસરાવી દે છે.

તું વારંવાર જન્મ આપી નવાં નવાં નામરૂપ પમાડે છે, અને દરેકને સુખ દુઃખમાં ઝોલાં ખવાડી કોઇ કોઈ વખત બેહદ આનંદસુધા પાય છે.

## ( ૩૭ )
## મારી વાઞ્છના.

જેવી રીતે આકાશ સાગરમાં અષાડ માસમાં પાસે-પાસે વાદળાંઓ ભેગાં થતાં રવિ સોમ અંદર છૂપાઇ જાય છે ને જેથી કરી કમળ તથા કુમુદિની ઝૂર્યાં કરે છે તેવી રીતે હે પ્રભો ! હું તારા વિયોગથી રાત્રિદિન ઝૂર્યાં કરૂં છું.

ભલે, રવિ સોમ નભ સ્થળે ઝગ્યાં કરે ! જેના પ્રકાશે સંસારી જનો છોને આનંદે મ્હાલે ! પણ મને તેવા અલ્પસુખની કંઇ પણ દરકાર નથી. હે વિશ્વાત્મન્ ! હું તો તને મળવાની આશાએ હંમેશાં તારી રાહ જોયાજ કરૂં છું.

તારા વિરહે કરી મારૂં ચિત્ત હંમેશાં તારા ધ્યાનમાંજ મસ્ત રહે છે. તેને બીજી કોઇ પણ જાતની સ્પૃહા નથી. લગ્ની લગાડી છે તો એક વાર હે પ્રભુ ! તું મારી સમક્ષ થા.

મને સુંદરીઓના નાચ ગમતા નથી, મારે પૃથ્વીનું રાજ્ય ભોગવવું નથી, એવો અલ્પ આનંદ મારે શા માટે જોઇએ ? ફકત તારા આનંદે મસ્ત બનાવ એટલીજ મારી વાઞ્છના છે.

( ૩૮ )

## નમ્ર વિજ્ઞપ્તિ.

મેં અત્યાર સુધીમાં કરેલાં પાપોને માટે મને હવે ઘણી ચિંતા થાય છે. રે ! રે ! પણ હું કેમ ભૂલી જાઉં છું ! શું મારા જીવનમાં થોડી એક પુણ્યપળો પણ નહિ વીતી હોય ? કેમ નહિ ? પ્રભુ કાંઇ એવો નથી કે મનુષ્ય માત્રના આયુષ્યને હંમેશાં પાપમાર્ગે વહાવે. દરેકની પીડા એ વિશ્વંભર નાથને પડી છે. બાળક ગર્ભમાં હોય છે ત્યારથીજ તે માતાના સ્તનમાં દૂધ પેદા કરે છે. તે નાના બીજમાંથી મોટું વૃક્ષ પેદા કરે છે, અને તે વૃક્ષમાંથી પાછાં હજારો બીજ ઉત્પન્ન કરી તેમાંથી હજારો ઝાડ ઉત્પન્ન કરે છે. જો એણે સૂર્ય ચંદ્ર ન ઉપજાવ્યા હોત તો પ્રકાશ કોણ આપત ? અને અમૃત કોણ પાત ?

હું રાત્રે નિંદ્રામાં હોઉં છું ત્યારે મારી સઘળી ચિંતા દૂર થાય છે. પણ પ્રભાત થતાં જાગીને જોઉં છું ત્યારે તો પાછું એનું એજ. હે પ્રભો ! તું મારી હંમેશને માટે ચિંતા દૂર કર એટલુંજ હું તારી પાસે યાચું છું.

( ૩૯ )

## સ્વાધીનતા.

હું લોકોને કહ્યા કરૂં છું કે તમે મારી આગળ મિથ્યા ઘોંઘાટ કરશો નહિ, તેમ તેમ તેઓ વધારે તાણીને બોલ્યા

કરે છે. આવા ઘોંઘાટમાં મારૂં ધ્યાન ચૂકાતાં મારાથી બ્રહ્મ-બંશીના નાદ સંભળાતા નથી.

હવે તો મેં લોકોથી કંટાળી છેવટે જંગલનો રસ્તો લેવા ધાર્યો છે; પણ સગાં વ્હાલાંનો સ્નેહ મને એ વિકટ રસ્તે જતાં અટકાવે છે.

અત્યારે તો મારી સ્થિતિ નહિ ત્રણમાં ને નહિ તેરમાં નહિ છપ્પનના મેળમાં એ પ્રમાણેની થઇ રહી છે.

અરે ! અત્યારે તો પતંગીઆ કરતાં પણ મારી સ્થિતિ ઘણી ભૂંડી થઇ પડી છે, કારણકે તેમના જેટલોય હું સ્વતંત્ર રહી શકયો નથી, અને તેમના જેટલી જીવન સમર્પણ કરવાની શકિત પણ મારામાં રહી નથી. હે પ્રભો ! હવે તું મને સ્વાધીનતા કયારે બક્ષશે ?

( ૪૦ )

## ઉચ્ચ માર્ગ.

ચંચળ મન જ્યાં સદાયે સ્થિરતા ધારી રહે છે.

જ્યાં સર્વદા અમૃત-વર્ષણ વર્ષે છે.

જ્યાં હંમેશાં સત્યનો નિવાસ છે.

સઘળાં કર્તવ્યો જ્યાં વિરમે છે, તથા મન નેતિનેતિ પોકારે છે.

જ્યાં બંશી-નાદ અનહદ આનંદ વર્ષાવે છે.

જ્યાં જ્યોતિ સ્વરૂપ થવાય છે.

આવા ઉચ્ચ માર્ગે હે જ્યોતિઃ સ્વરૂપ પરમ પિતા! તું મને હંમેશને માટે સ્થાન આપ.

( ૪૧ )

## જય ધ્વનિ.

છૂટા પડેલા સ્થળે હવે ફરીથી ભળી જવાય તો કેવું સારૂં ?

મનુષ્ય જીવન મળ્યું છે તો હું તે માટે હવે કેમ યત્ન ન કરૂં ? મારી તેના પર આસ્થા છે તો તે મારી આકાંક્ષા જરૂર પૂરી પાડશે.

હે જીવ! જો સાંભળ, જય ધ્વનિ સંભળાઇ રહ્યો છે. હવે તારી મુકિતનો સમય પાસે આવ્યો હોય એમ લાગે છે.

પ્રભુ પ્રસન્ન થાય તો શું બાકી રહે?

( ૪૨ )

## દિવાનો.

અત્યાર સુધી અંધારા ખૂણામાં અથડાઈનેજ મેં મારા દિનો વીતાવ્યા છે. હું આ દુનિયામાં પહેલી વાર ક્યારે આવ્યો તેનું હજી સુધી મને બિલકુલ જ્ઞાન થયું નથી. સદાયે મેં મારા મનને ચંચળ રહેલું જોયું છે.

હંમેશાં મારા ચિત્તમાં એક પ્રકારની ઉદાસીનતાજ રહ્યાં કરે છે. મને નિદ્રામાં અનેક જાતનાં સ્વપ્ન આવ્યાં કરે

છે, પણ તેમાં તે મહાપ્રભુની ઝાંખી જરાયે થતી નથી. હું તે કેવો અભાગી ?

હે ભાગ્ય ! તું હવે ખુલ, અને મને પ્રભુની સમીપ લઇ જા.

એકા એક મારી નજર ચમકી, અને હું તદ્દન દિવાનો બની ગયો.

( ૪૩ )

## રત્ન પ્રાપ્તિ.

રાજ સિંહાસન પર હું ચઢયો ત્યારે મને મારા કિસ્મતે યારી આપી ન હતી. હજૂ નૂતન ભાગ્ય-રેખા અંકાવાની બાકીજ હતી. પ્રથમ વેળાએ મેં સંસાર જોયો ત્યારે મને તેમાંથી અલૌકિક આનંદ પ્રાપ્ત થયો હતો. પણ ધીમે ધીમે જ્યારે હું તેમાં ભાગ લેતો થયો, ત્યારે મને તે તદ્દન નિરસ લાગ્યો.

આકાશમાં એક સુવર્ણ કલશ મેં પોતાના તેજથી પ્રકાશતો દીઠો. મારી દૃષ્ટિ તેના પર પડતાં એકાએક મારાં નેત્રો અંજાઇ ગયાં.

આજથી હું સંસારભાન ભૂલ્યો. મેં તે કલશને મારી દૃષ્ટિ સન્મુખ આણવા સંપૂર્ણ વિચાર કીધો. કોણ જાણે એકાએક શું થઇ ગયું કે હું બેભાન ન બન્યો હોઉં ! તેમજ મને લાગ્યું. મારા લલાટમાં મેં તે કલશને

સંપૂર્ણ તેજથી પ્રકાશતો દીઠો. મને લાગ્યું કે નક્કી એજ મારા નાથ !

શુદ્ધિમાં આવતાં હું નાચવા કૂદવા લાગ્યો. મને સમજાયું કે હવે મારૂં ગુમાવેલું રત્ન હું પ્રાપ્ત કરી શકયો છું.

હે મૃત્યુ ! હવે મને તારો જરાયે ભય નથી. તારે મને અહીંથી મુક્ત કરવો હોય તો ભલે, ઓ મારા મિત્ર ! તું અહીં મારી પાસે આવ, અને મને તારી સાથે ખુશીથી લઇ જા. એક કરતાં બે ભલા. પણ જરાક વિચાર કરી જોજે કે હું અને તું કોણ છીએ ?

( ૪૪ )

## ઉન્નત પથે પ્રયાણ.

હવે મારે ઉન્નત પથે પ્રયાણ કરવું જોઇએ. અંધારામાં ટીચાઇ ટીચાઇને તો મેં ઘણાયે દિન વીતાવ્યા. હવે મારૂં મારો સ્વપ્રકાશ ઝીલવામાંજ કલ્યાણ સમાયેલું છે.

હું પોતેજ પોતાના અહંકારથી છૂટો પડેલો છું, તો શા કારણે મારે શોક ધરવો જોઇએ ? પોતાના પ્રયત્ન બળેજ આગળ વધી શકાશે. એમાં નિર્બળતા શા કામની ?

આ સ્વપ્ના સમા સંસારમાં વિષયાનંદમાં મસ્ત બનેલા ભલે સંસારમાં આનંદ છે એમ માની લે; પણ હું તો તેમાં દુ:ખ દુ:ખ ને દુ:ખજ સર્વ દિશાએ જોયાં કરૂં છું. આશા મનુષ્યને અંતકાળ સુધી પોતાની પાછળ ઘસડી છેવટે તેને નિરાશાની ઉંડી ખાઇમાં નાંખી દે છે તે વારે તેને કેટલું

દુઃખ ખમવું પડે છે ? આમ બાબત છે, તો પછી સઘળી વૃત્તિઓને પોતાના પ્રકાશ તરફ વાળવી એમાં શું ખોટું ? સ્વપ્નાની માફકજ સંસારમાં ભિન્નભિન્ન અવસ્થાઓ પર ધૂલિ–પડો ચઢી જાય છે એટલા માટેજ સ્વપ્ના સમો સંસાર મનાય છે.

રાત્રિ દિવસના પડદા પાછળ એક તેજસ્વી આસનપર સ્થિર થઇને બેઠેલો એક તેજસ્વી પુરૂષ પોતાના તેજનાં કિરણો ચારે દિશામાં ફેંક્યા કરે છે. જેના તેજનું એકાદ કિરણ તેજ હું. આમ કિરણોપકિરણ ન્યાયે ચઢતા ઉતરતા ક્રમે હું પોતેજ સઘળી દિશાઓમાં વ્યાપ્ત થયેલો છું.

( ૪૫ )

## ક્રમભાગ્ય.

મને કોઇ પણ જાતની સ્પૃહા નહિ હતી. હું તો ફક્ત મારી પરબે બેસીને તૃષાતુર પથિકોને પાણી પાયા કરતો હતો. ખરા મધ્યાન્હનો સમય હતો. એક મુસાફરે આવીને મને કહ્યું–“ ભાઇ, જરાક પાણી પાજો. ” આ વખતે મારાં નયન ઘેરાયલાં હતાં. હું એકાએક ઝબકીને જાગ્યો, ને મેં તે અજાણ્યા મુસાફરને પાણી પાયું. મેં તેનું નામ પૂછ્યું ન હતું.

કેટલીક વાર પછી મધુરી બંસરીનો અવાજ સંભળાવા લાગ્યો, ને ચારે દિશામાં પુષ્પોની સુગંધિ ફેલાઇ. ઉષ્ણતાને બદલે શિતળતાએ ચારે પાસ પોતાનું સામ્રાજ્ય પાથરી

દીધું. આંબાવાડીઆમાંથી કોયલોએ પોતાના ટહુકા કરવા માંડ્યા, ને સૂકી વનસ્પતિઓ એકદમ લીલીછમ જણાવા લાગી. આ વખતે મેં ધાર્યું કે હવે નક્કી મારૂં ભાગ્ય ફરવાનું.

મારા હૃદયમાં એવા વિચાર ઘોળાવા લાગ્યા કે નક્કી એ કોઈ અલૌકિક પુરૂષ હોવો જોઈએ. મેં તેને ના ઓળખ્યો એજ મારૂં કમભાગ્ય ! હું પાગલની માફક બધે ભમવા લાગ્યો, પણ તે તો મારા દેખવામાં આવ્યોજ નહિ. આખરે નિરાશ બની હું શાન્ત પડયો. પણ તેને મેં પાણી પાયું તેની યાદગીરી તો સદાને માટે મારા અંતરમાં કોતરાઇ રહેશે.

( ૪૬ )

## તારો મિત્ર.

આહાહા ! આ આનંદ ચોઘડીઆં આજ કયાં વાગતાં હશે ? મને તો લાગે છે કે હવે નક્કી મારી દીર્ઘયાત્રા સમાપ્ત થવા આવી છે. નકકી હું જ્યાં સદાને માટે શાન્તિ છે તેવા આનંદ સ્થળેજ વાસ કરવાનો.

મને લાગે છે કે હવે તું મારામાં કોઈપણ પ્રકારના દોષ નહિજ જોઇ શકે. જૂની વાત ભૂંસાઈ જાય છે તેમ હવે મારૂં માયામય જીવન દુનિયામાંથી સદાને માટે ભૂંસાઇ જશે, પણ તેના બદલે હું નવો પ્રકાશ પામી શાન્ત સ્વરૂપ તારો મિત્ર બનીશ.

( ૪૭ )

## અધૂરૂં ગાન.

અરે ! મારૂં ગાન તો અધૂરૂંજ રહી ગયું. તંબુરાનો તાર તૂટયો ત્યાં કેવી રીતે લહેજતદાર સંગીત ગાઇ શકું ? તાર ઠીક કરવા જાઉં છું, પણ બંધ બેસતોજ નથી. હજી સુધી એનો કળાબાજ પણ મને કોઇ મળી શકયો નથી.

પ્રભુને તેના ભક્તો સંગીતદ્વારાજ રીઝાવી શકે છે.

અહા ! મારામાં એવું અલૌકિક સંગીતદ્વારા પ્રભુને રીઝાવવાનું બળ કયારે આવશે ? સમય તો પોતાનું કામ કર્યેજ જાય છે, એને કંઈ બીજાની ચિંતા હોતી નથી.

મેં તેને રીઝાવવા માટે સુંદર શય્યાઓ પાથરી જોઇ, ભાતભાતનાં પકવાન ધરાવી જોયાં, તેના નામની આરતીઓ પણ ઉતારી જોઇ, તોય પણ હજી સુધી હું તેનાં સાક્ષાત્ દર્શન પામવાનો અધિકારી થઈ શકયો નથી.

હું તેને સાકાર સ્વરૂપે મારી સમીપ આવવાને ઘણીયે વાર વિનંતી કરી ચૂકયો, પણ હજી સુધી મારો તેની સાથે મેળાપ થયો નથી.

( ૪૮ )

## છેલ્લી સલામ.

લ્યો, તમારે સાંભળવું હોય તો સાંભળી લ્યો. હવે મારો અંત સમય નજદીક આવ્યો છે, માટે કદાચ કહેવાનું પણ રહી જાય, આટલા માટે હું આગમચથીજ કહી દેઉં છું.

મેં અમૃત સ્વરૂપ દીઠું છે, પણ તેનું વર્ણન કરવાની મારામાં જરાયે શક્તિ નથી.

હું મારા હૃદયસરમાં ઉગેલા પ્રફૂલ્લિત પંકજનો રસ પી ધરાઈ ચૂકયો છું. મારો જન્મ હવે સફળ થઈ ચૂકયો છે.

અરે ! નાટ્ય મંદિરે મેં ઘણાયે વેશ લીધા છે. છેવટે હું જ્યોતિઃસ્વરૂપનાં દર્શન કરવાથી કૃત કૃત્ય થઈ ચૂકયો છું.

છેવટે જ્યોતિઃસ્વરૂપમાં સમાવા જાઉં છું માટે મારી કોઈ ચિંતા કરશો નહિ.

( ૪૯ )

## ભિન્ન ભિન્ન સ્થાન.

અવનિ પર મધુર હાસ્યની ઉત્પત્તિ ક્યાંથી થઇ છે તે તમે જાણો છો ?

એક શરદ પૂનમની રાત્રિએ ચંદ્ર પૂર્ણ પ્રકાશમાં આવ્યો હતો; આ વખતે એટલું બધું તેજ અવનિ પર ઉતર્યું હતું કે જેનો અલભ્ય લાભ કુમુદોએ સારી રીતે પ્રાપ્ત કર્યો હતો, ને બાકીનું તેજ ચારે દિશામાં પ્રસરી ગયું હતું; જે તેજ હંમેશાં મધુર હાસ્ય રૂપે મુખ પર પ્રસરી રહે છે.

કેટલાક વખત માટે દુઃખોને દબાવી શરીરને આરામ દેવાને નિદ્રાદેવી ક્યાંથી પધારે છે તેની તમને ખબર છે ?

સાંભળો, ચંદ્રમા અમાસની અંધારી રાત્રે ક્ષયરોગને લીધે ઘણોજ ક્ષીણ બની જાય છે. આ વખતે તેનું ફીકકું

તેજ સમુદ્રમાં તરતું રહે છે તે તેજ નિદ્રારૂપે પલટાઇ આંખોને ઘેરે છે.

જૂદા જૂદા રંગનાં શરીર શાથી થયાં છે તેની તમને માહિતી છે ?

સાંભળો, ચોમાસામાં કેટલીક વખત આકાશમાં મેઘ ધનુષ્ય ઉત્પન્ન થાય છે, જે ભિન્ન ભિન્ન રંગોથી પૂરાયલું જણાય છે. એ રંગોમાંથી કેટલોક ભાગ પ્રભુએ સાર રૂપે ખેંચી કાઢેલો છે, ને તેમાંથી તે ભિન્ન ભિન્ન રંગનાં શરીર સૃજે છે.

સાચો સ્નેહ કેવો હોય છે તે તમે જાણો છો ?

નિષ્ઠુર હૃદયી બાળકોનાં નેત્રોમાંથી તે ઘડીભર અશ્રુ વહેવરાવે છે.

દુર્ગુણી બાળકોને પોતાના પ્રભાવથી સદ્‌ગુણી બનાવે છે, તેમજ દુઃખમાં સબડતાં બાળકોને શરીર પર પોતાનો હાથ ફેરવી આનંદ–પારણીએ હુલાવે છે.

( ૫૦ )

## ચેતવણી.

માયાએ પોતાના આશ્રયતળે પ્રાણોને ચિત્રવિચિત્ર રીતે સકલ સ્થળે પાથરી દીધા છે.

હરકોઇ પોતાનામાં ચેતન હોવાને લીધે થોડેવત્તે અંશે પણ કંઇનું કંઇપણ કામ કરી શકે છે.

એમાંથી કેટલાક જીવ જ્ઞાન થવાથી માયાપાશમાંથી મુક્ત પણ થાય છે.

અજ્ઞાની જીવ તો પોતપોતાનાં કર્મ પ્રમાણે ઉંચી નીચી ગતિ પ્રાપ્ત કર્યાંજ જાય છે.

મને પ્રભુ તરફથી ચેતવણી મળી ચૂકી છે કે હે પ્રાણી ! હવે તું તૈયાર થઇ રહેજે. તું ઘણું ઘણું આથડયો છે, હવે તારે ભટકવાનું સમાપ્ત થઇ ચૂકયું છે.

( ૫૧ )

## સાચો હક.

બહારનું અભિમાન વિસર્યા સિવાય ગમે તેટલાં અંતર્દ્વાર ખખડાવતાં તમને તમારો સાચો હક પ્રાપ્ત થઇ શકશે નહિં.

મારો સાચો હક મેળવવા મેં અથાગ પ્રયત્ન કરી જોયા, તોય પણ હું દરેક વાતે અફળ નીવડયો છું.

હજી સુધી મને કોઇ મારાં અંતર્દ્વાર ખોલાવી નિરાકાર પ્રભુનાં દર્શન કરાવનાર ગુરૂ મળી શકયો નથી. સ્વાનુભવેજ એની સમીપ જઈ શકાય છે એમ મને હવે સંપૂર્ણ ખાત્રી થઈ ચૂકી છે.

તેણે મારૂં સર્વ પોતાને કબજે કર્યું છે. કોઈ પણ વસ્તુ ઉપર મારો પોતાનો હક રહેવા દીધો નથી. અહાહાહા ! કેવો નિષ્ઠુર ! આમ છતાંય એ મારાથી દૂરને દૂર ફરે છે, એ શું એની પોતાની લાયકી ગણાય ?

હવે મને કંઇક કંઇક એનો છાયો જણાવા માંડયો છે. ભાગ્ય ખૂલે ત્યારે ખરૂં !

( ૫૨ )

## અલ્પ યાચના.

પ્રાતઃસમય થવા આવ્યે, શિતળ મંદ સુગંધિ સમીર વાવા માંડે, ને પક્ષીઓ પોતાનું ગાન શરૂ કરે, તે વખતે હે પ્રભો ! તું મને ઉંઘમાંથી આનંદી ચહેરે ઉઠાડી મારૂં દિલ આખો દિવસ આનંદમાં રાખજે. મને કોઇ પાસની ચિંતાથી લિપ્ત રાખીશ નહિ. તારો પ્રકાશિત પડદો મારા પર નાંખી મને હસતે મુખડે તારાં દર્શન કરવા દેજે. આટલીજ મારી તારી પાસે યાચના છે !

મારી પાસે સૌને હિતકર થાય તેવાં કૃત્યો કરાવજે. મારા ચિત્તને હંમેશાં સત્સંગે ભળવા દેજે. વળી અપકારી પર પણ ઉપકાર કરૂં તેવું સાચું બળ મને આપજે. આટલીજ મારી તારી પાસે યાચના છે !

( ૫૩ )

## ગંગા સ્નાન.

અભિમાનને લીધે મારૂં સંગીત અધૂરૂં રહે છે. એ મિથ્યાભિમાનરૂપી પત્થર ખસેડવાને મારી પાસે એક્કેય ઓજાર નથી, તેથી કરી હું લાચાર છું. મારાપર પ્રભુની અવકૃપા હોવાને લીધે મારી આંખમાંથી નિરંતર શ્રાવણ ભાદરવોજ વહ્યાં કરે છે.

સુધા–ગંગામાં સ્નાન કરવાની તક હાથ આવી જાય તો તુર્તજ તે માર્ગે મારી નૌકા વાળવી એમ મેં પ્રથમથીજ નિશ્ચય કરી મૂકયો છે. તક હાથ આવે એટલીજ વાર.

એક રાત્રે પ્રભુના પાર્ષદોએ આવી મને કહ્યું કે– બચ્ચા ! શોચ કર મા ! અમે તને તેડવાને માટેજ આવ્યા છીએ.

હું તો આનંદમાં આવી જઈ પાર્ષદો સાથે જવાને માટે ઉપડયો.

મારી અવધ પૂરી થતાં મારાં હૃદયદ્વાર ખુલ્યાં ને હું સુધા–ગંગામાં નાહી પવિત્ર બન્યો.

( ૫૪ )

## મૃત્યુદેવ–આવ્હાન.

હવે મૃત્યુ મારી પાસે આવીને ઉભું રહેશે તો હું તેથી જરાયે ગભરાવાનો નથી.

હું સંસારમાં જે જે પવિત્ર કાર્યો કરવાનાં હતાં, તે તે પ્રથમથીજ કરી ચૂકયો છું.

યમના દૂતો મારી પાસે આવશે તો તેમની સાથે હું હસીનેજ વાત કરીશ.

હે મૃત્યુદેવ ! હું તો તમને મારાં અત્યાર સુધી કરેલાં પુણ્યપાપ જણાવી દેવાને તૈયારજ છું. કારણકે એની નોંધ મેં ક્યારનીયે કરી રાખેલી છે.

આવો ! આવો ! અને આ ભક્તને ભેટી તમારી સાથે લઈ જાઓ.

( ૫૫ )

## મોક્ષ.

હે શાન્તિનાથ ! જ્યારે મારો મારાં સ્નેહીવર્ગ તરફથી તિરસ્કાર થવા માંડે ત્યારે તું મારા શિરપર તારો કૃપાળુ હસ્ત ધરજે.

હે વિશ્વનાથ ! મારા અંત સમે તું વાસનાને મારી પાસે આવવાને બિલકુલ અવકાશ ન આપતો.

તું સિંહગર્જના કરી આવાગમનરૂપી હાથીને મારો ગ્રાસ કરવા આવવાજ ન દેતો.

મને સદાને માટે મોક્ષ આપવો એટલુંજ ઓ દીનબંધુ દયાળ ! તારે મારૂં કામ કરવાનું છે.

( ૫૬ )

## સ્વામી તેજ.

ગુલામો સ્વામીનું રાજ સિંહાસન પચાવવા માટે આગળ તો પડયા હતા, પણ સ્વામી તેજ આગળ તેઓ હાર ખાઈ ગયા.

ગુલામ-સ્ત્રીઓ પરમ સ્વામીને મોહમાં નાંખવા માટે ગાનતાન તથા નૃત્ય વિગેરે ઘણુંયે કરી ચૂકી તોય પણ સ્વામી તો તેથી જરાયે ડગ્યા નહિ.

સ્વામી તેજે માયાવી વસ્તુઓને એવી છક્કડ ખવડાવી દીધી હતી કે ફરીથી તેઓ તેની પાસે જઈ શકીજ

નથી. પોતાનાં સૃજેલાં પોતાનેજ સતાવે એ અરાજકતા શું સ્વામી પોતે સહન કરી શકે ખરો કે ? સૃજનાર પ્રથમથીજ પોતાના હાથમાં કળ રાખીને સઘળું કાર્ય કર્યે જાય છે.

( ૫૭ )

## એ તો એજ.

એક મહંત સાયંકાળે મારા ઘર આગળ ઓમ્ ઓમ્નો ઉચ્ચાર કરતા આમતેમ આંટા મારી રહ્યા હતા.

મેં તેમને પૂછ્યું–'આત્મ દેવ! કેમ શા વિચારમાં છો?'

મહંતે કહ્યું–' ભાઇ! આજની રાત પડી રહેવા કોઈ એકાન્ત સ્થળ બતાવો તો સારૂં; કારણ કે હું ઘણે દૂરથી ચાલ્યો આવું છું, નહિ તો પછી અમે તો ફરતા રામ, જ્યાં અનુકુળ પડે ત્યાં ધામા નાંખીએ.'

મેં કહ્યું–' પ્રભો! આવો. આ મંદિર આપને માટે તૈયારજ છે.'

મહંત મંદિરમાં પધાર્યા, પથારી કરી અને સૂતા.

રાત્રે બાર વાગે હું જાગ્યો ત્યારે મારૂં મંદિર મેં જ્યોતિથી ઝળહળતું દીઠું, પણ મહંતજી પથારીમાં ન મળે; મને તરતજ સમજાયું કે એ તો એજ.

( ૫૮ )

## એકાકાર.

પ્રથમ આપણે એકાકાર હતા. જ્યાં મારૂં અસ્તિત્વ નહિ ત્યાં મને મારા તારાપણાનું જ્ઞાન ક્યાંથી હોઇ શકે?

પછી તેંજ મને તારાથી જૂદો પાડી આ અપાર સંસારમાં ભ્રમણ કરાવવાને માટે માયા–અંકે મૂકી દીધો. અત્યારે હું આ દોરંગી દુનિયાના ભિન્ન ભિન્ન રંગી ચંદ્રાસ્નન પર જૂદા જૂદા વેશો બદલીને ભટકયા કરૂં છું.

હે વિભો ! તેં વળી મને આ ઝાંખરૂં કયાં વળગાડયું ? આના કરતાં હતો તે ને તે સ્થિતિમાં રાખ્યો હોત તોયે સારૂં થાત. દેખવું અને દાઝવું એ અકારણ શા માટે જોઇએ ?

હવે તું એક મધુરૂં ગાન ગાઇ તેના સુર સાથે મને તન્મય બનાવી તુંમય કરી દેતો ઘણુંજ સારૂં ? એજ મારી અંતિમ અભિલાષા !

( ૫૯ )

## અલૌકિક શોભા.

અહાહા ! સૂર્યકાન્ત, ચંદ્રકાન્ત, તથા કૌસ્તુભમણિ વગેરે અનેક જાતનાં મણિમાણિકયથી જડેલો કેવો સુંદર આ તારો હાર ! વળી અનેક જાતનાં રત્નોથી જડેલું જાણે બ્રહ્મતેજથી મઢેલું ન હોય ? તેવું કેવું સરસ આ તારૂં ખડ્ગ !

પાપીઓનો નાશ કરનારૂં તારૂં ખડ્ગ અંતકાળે મને નહિજ સતાવે, કારણ કે તારી કૃપા પર મારો સંપૂર્ણ આધાર અવલંબી રહેલો છે. કૃપા– ભિક્ષુક તરફ જરાક દયાની નજરે જોતો રહેજે. હું તારો અને તું મારો એમ પરસ્પર આપણે તો આદિ કાળથીજ જોડાયલા છીએ.

અહાહા! કેવો તારો હાર! જેની શોભાનું વર્ણન કરવાની મારામાં કિંચિત્ પણ શક્તિ નથી. જેનો અલૌકિક ઠાઠ મારાં નયનોને પોતાના તેજથીજ આંજી નાંખે છે.

( ૬૦ )

## રાજ્યાભિષેક.

હે પ્રભો! તારા અધિકાર વિનાની કોઇ પણ જગો ખાલી રહી નથી. દરેક સ્થળે તું તો ખરોજ. તેં અનેક જાતનાં પ્રાણી બનાવ્યાં છે.

સૂર્ય, ચંદ્ર, ઉષા, સંધ્યા, પર્જન્ય તથા વિજળી વગેરે વસ્તુઓ પણ તારી કલ્પનાનાં રૂપક છે.

દુનિયાપર અનેક જાતની ઔષધિઓ, પુષ્પ, ફળો વગેરે પણ તારીજ કૃતિ છે.

હે વનમાળી! તેં તો હદજ વાળી છે. પ્રભાતમાં તું એક હાથમાં એક અજાયબી ભરેલું ચકચકિત મોટું ગુલાબ સમાન તેજસ્વી પુષ્પ લઇ આકાશ મધ્યે રહી આખી દુનિયાને અજવાળે છે.

સંધ્યાકાળે નભોમંડળે રક્તિમા પ્રસરાવી રાત્રિ થતા આગમચ સમુદ્રમાંથી એક મોટો અમૃતકુંભ ભરી લાવી દુનિયાની વસ્તુઓ પર તું અમૃત છાંટવાની શરૂઆત કરી દે છે.

પાપી જનોનાં પાપમય હૃદયો ઉલેચી તેમાંથી અંધકાર પ્રસરાવનાર પણ તુંજ છે.

આ રીતે તારો પ્રેમ આખી દુનિંયા પ્રતિ સમભાવે પ્રસરી રહેલ છે.

સૂર્ય ચંદ્રનું તેજ જેના એક અંશ માત્ર પણ નથી. જ્યાં કોઇ મનુષ્ય અથવા પશુ પક્ષી કે પ્રાણી પ્રવેશી શકતું નથી. જયાંથી ફક્ત આત્મકિરણો છૂટાં પડે છે એવા તારા જ્યોતિઃ સિંહાસન પર હે જ્યોતિઃપતિ! તું મારો રાજ્યાભિષેક ક્યારે કરીશ?

( ૬૧ )

## શુદ્ધિ.

હે રસજ્ઞ! તું મને તારો પોતાનો સમજી મારા પર અધિક પ્રેમ દર્શાવે છે તેથી કરી હું મને પોતાને ધન્ય માનું છું. હું તો તારા રસસાગરમાંનું એક નાનું રસબિંદુજ છું, પણ તારૂં અધિક વ્હાલ મારા પર વર્ષતું જોઈ મને કેમ આનંદ ન થાય?

હે સચ્ચિદાનંદ પ્રભુ! અરે રાજાધિરાજ! તેં મારા જેવા ઓલીઆ મનુષ્યના હૃદય–મહેલને પોતાની તેજસ્વી પીંછીથી રંગવાનું શરૂ કર્યું છે એ યોગ્યજ છે. કારણ કે તેને ઘણા યુગોથી લાગેલો મેલ હવે ઝલદી ધોવાઈ જશે એમાં જરાયે સંશય નથી.

તેં તારા કટોરામાંનું અમૃત હાલમાં તો લોખંડના પાત્રમાં રેડવા માંડયું છે, પણ વખત આવ્યે તેજ પાત્ર તારા પ્રેમી હસ્તથી રંગાઇ આખરે સુવર્ણનુંજ બની જશે.

( ૬૨ )

## પ્રતિજ્ઞા.

તું મારી પાસેનો પાસે હોવા છતાં હું તને જોઇ શકતો નથી, આથી કરી મને ઘણું દુઃખ થાય છે. મારા જેવા હીનભાગીને પણ તારાં દર્શન કેવી રીતે થાય? હજી હું સ્વાર્થ–પંકમાં સબડતો કીડો ખરો મનુષ્ય બની શક્યો નથી.

તારી બંશીના સૂર નિશદિન અનિલ સાથે અથડાયાં કરે છે, પણ તે મધુર સૂરે હજી મારા કર્ણને પવિત્ર કર્યા નથી.

પ્રભો! તને નિરખવા તથા મારા કર્ણને પવિત્ર બનાવવા હવે તો હું તારી પાછળ ઘેલો બનીને ધુમ્યાજ કરીશ; કારણકે મારે તારાં દર્શન એક વાર કરીને પણ મારા જીવનને સફળ બનાવવું એવી મેં અત્યારથીજ પ્રતિજ્ઞા લીધી છે.

હું દિવસનો થાકયો પાકયો હોઉં ત્યારે તારે મને સુખેથી નિંદ્રા લેવા દેવી. મારી નિંદ્રામાં કોઇપણ જાતનાં વિઘ્નો નાંખતો મા!

મારો આત્મા તારા પૂજનને માટે તૈયારજ છે. એને બાહ્યાડંબરની કાંઈ આવશ્યકતા નથી. એ તારૂં આંતરિક પૂજન કરી લેશે.

હૃદયને અજવાળનાર તેમ મલિન કરનાર પણ તુંજ છે. તારાં સૃજેલાં પૂતળાંને મરજી મુજબ નચાવનાર બીજો કોણ હોય?

( ૬૩ )

## જાગ, જાગ.

શ્રી કૃષ્ણચંદ્ર કદાચ પોતાના સુદર્શન ચક્રથી આખી દુનિયાનો સંહાર કરે, કદાચ બારે મેઘ સાથે લાગા વર્ષી બધે જળ જળ કરી દે, ભલેને સૂર્ય પ્રખર તાપે તપી બધુંય દહન કરે, તોયે શું થયું ?

કોઈપણ જાતની ચિંતા કર્યા વિના હે જીવ ! તું તારા હૃદય મંદિરમાં સમાયેલ આનંદને લૂંટ એટલે બસ ! દરેક પ્રકારનાં દુઃખને પ્રજાળનાર એજ ખરો આનંદ છે.

તારી પોતાની પાસેજ અમૃત કટોરો ભરેલો છે, તો પછી વિષપાન કરવાને તું શા માટે લલચાય છે ? કંટક દેખી ગુલાબનો ત્યાગ ન કર. સાચા તત્ત્વ પ્રતિ જરાક નિરખ એટલે દરેક વાતે તું અભય થશે.

જાગ, જાગ, નકામો વખત ના ગુમાવ. સમય ફરી ફરીને આવતો નથી.

( ૬૪ )

## અરે ! ચિત્રવિચિત્ર રંગી !

ભાસ્કર દેવ પોતાની પ્રભાથી સર્વ પ્રાણીમાત્રને જીવાડે છે.

મેઘ પૃથ્વી પર વર્ષાદ વર્ષાવે છે. ચંદ્ર પોતાનાં શિતલ કિરણોએ કરી અમૃત પાય છે. આ પ્રમાણે તારા દરેક અનુયાયીઓ પોતપોતાનું કામ નિયમસર કર્યે જાય છે.

ઉપરોક્ત બધાંને તારાં ભિન્નભિન્ન રંગી અંગો ગણીએ, તોયે ચાલી શકે. આમ છતાં પણ એથી તું નહિ ધરાતાં મેઘધનુષ્યરૂપી ચિત્રવિચિત્ર રંગી વસ્ત્રને તારા શરીર પર વીંટાળે છે ને આનંદ માણે છે.

હે અનન્ત ! સઘળાં તારી ઇચ્છાને અનુકુળ વર્તે છે. જે વખતે તું જે રંગ પસંદ કરે છે તે વખતે તે રંગથી તું તારા શરીરને ઓપાવે છે.

અરે ! ચિત્રવિચિત્ર રંગી ! એક વખતે તું તારા વિચિત્ર રંગો સાથે મને પણ રંગ.

( ૬૫ )

## ખરો આનંદ.

વારંવાર જન્મ લેવો ને નવાં નવાં સ્નેહીઓ સાથે સંબંધ બાંધવો મને હવે પસંદ નથી. આ અસાર સંસારમાં કોઈ પણ મારૂં નથી. સંસાર તો ધૂમાડાના બાચકા સમાન છે. જેને હું મારૂં મારૂં કરીને વળગી રહ્યા છું, તે બધાં અંતે કમળજળ સમાન અળગાં રહેનાર છે. ફકત સાચાનો સંગાથી એક તુંજ છે.

જ્યારે મારો અંતકાળ નજીક આવે છે ત્યારે મને એટલુંજ સાંભળે છે કે હે પ્રભુ ! તું મને હવે આ સ્વાર્થી સંસારથી ક્યારે મુક્ત કરીશ ? પણ પાછો વાસનામાં જીવ ભરાઇ જતાં એનો એ સંસાર મારી સમક્ષ હાજર થાય છે.

મને છૂટવાની કોઇ પણ બારી હાથ લાગતી નથી. સંસારમાં એમ કહેવાય છે કે તારો વાસ સકલ સ્થળે રહેલો છે, તો તું ક્યાં ભરાઇ રહ્યો છે? આવ, અને આ દીન બાળકનો વાંસો થાબડી એટલુંજ કહે કે હું તને આ દગલબાજ દુનિયાથી મુક્ત કરીશ. આટલો દિલાસો આપે તો મને તારાપર સંપૂર્ણ વિશ્વાસ બેસે.

મારે વ્યાવહારિક આનંદ નથી જોઈતો. હું સમજું છું કે સઘળાં આત્મરૂપ છે, પણ ચિત્તની અસ્થિરતાથી મને એક રૂપ નથી ભાસતું. આવા ગુંચવાડાને લીધે મને તું પ્રત્યક્ષ થઇ ખરો આનંદ આપ.

( ૬૬ )

## હાથ તાળી.

હે હૃદયેશ! તારે માટે તો મેં પ્રથમથીજ ગોઠવણ કરી રાખી છે. તું ક્યારે આવશે તેની વાટ જોઇનેજ હું તો બેઠો છું. આવ, આવ, તારે માટે મારાં દ્વાર ખુલ્લાં છે, તને કોઇ અંદર પ્રવેશતાં હરકત કરે તેમ નથી. મારા સમ! જો તું એકવાર મારે બારણે ન આવે તો!

આપણી પ્રથમની મિત્રાચારી સંભાળ. તારે માટે તો હું દુનિયાનાં સુખદુઃખ સહન કરી રહેલ છું, પણ તને તો મારી કંઇ પડીજ નથી. જ્યારે હું ઘોરનિંદ્રામાં હોઉં છું ત્યારે તું મને સ્વપ્નામાં દર્શન આપ્યાં કરે છે, પણ

જાણું છું ત્યારે તો તું એકદમ ક્યાંયે છૂપાઇ જાય છે કે તારો પત્તોજ ખાતો નથી.

હાથોહાથ તાળી આપી મને તારા સ્પર્શસુખનો લ્હાવો લેવા દે, અને પ્રથમની માફક મારી સાથે મિત્રાચારી બાંધ. ચાલ આપણે સાથે ઉડીએ અને એકરૂપ થાઈએ. સાચા સ્નેહના પંથે તો ઐક્યજ અનુભવાય છે. કૃતઘ્ની તરફ તો સજ્જનોએ ઉપકારની દૃષ્ટિથીજ જોવું જોઇએ. મિત્ર! આવ અને હાથોહાથ મીલાવ.

( ૬૭ )

## અજાણ્યો માણસ.

રાત્રિનો અંધકાર હવે દૂર થવા આવ્યો છે, પ્રભાત થતાં શી વાર? હમણાં અરૂણદેવ આકાશમાર્ગે પૂર્વ દિશામાં સૂર્યના રથે ચઢી પધારશે. કમળો પોતાનાં મુખ ખોલશે અને ભ્રમરો ગુંજારવ કરવા મંડી પડશે. ચાલ જીવ, સરિતામાં સ્નાન કરવા માટે.

સ્નાન કરવા માટે હું એક એવા એકાન્ત સ્થળે પહોંચ્યો કે જ્યાં કોઇ પણ માણસનો શબ્દ સંભળાતો ન હતો. ચારે દિશામાં શાન્તિ–સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું.

અહીં અચાનક મારા કર્ણ પર કોઈ અજાણ્યા માણસના સંગીતનો અવાજ પડયો. હું ચમકયો. ચારે બાજુ નજર ફેરવી પણ કોઇ મારી દૃષ્ટિએ પડયું નહિં. થોડીક વારમાં એક નાની તરણી સામેથી આવતી મારી નજરે પડી; જેમાં એ અજાણ્યો માણસ બેસીને ગાતો હતો.

( ૬૮ )

## સારંગીવાળો.

મારો યાત્રા કરવાનો વિચાર છે, પણ હું એક એવી યાત્રા કરવા ઇચ્છું છું કે જ્યાંથી ગયા પછી પાછુંજ ન ફરી શકાય. એવો એક અખંડધામ નિવાસી થવા હું માગું છું.

એક સારંગીવાળો મને મળી આવ્યો. જેના પર મારો પાક્કો ભરોંસો બેઠો. હું અને એ બન્ને એકજ હોડીમાં બેઠા. સારંગીવાળાએ એક એવું સંગીત છેડયું કે હું તો વિશ્વભાન સમૂળગું ભૂલી ગયો.

હોડી ઉપડી કે ન ઉપડી તેની કંઈ મને ખબર રહી નથી. સ્થિર ચિત્તવાળાને તેની ખબર ક્યાંથી હોય? હું તો તેના સંગીત પરજ દિવાનો બની ગયો હતો.

જાગૃત થતાં સારંગીવાળો મારી સમક્ષ દેખાયોજ નહિ. પણ હોડી એક એવા સ્થાન પર સ્થિર રહી હતી કે જે સ્થળ દેખતાંજ મારી ધારણા મને સફળ થયેલી સમજાઇ.

( ૬૯ )

## જ્યોતિ.

જ્યોતિ! જ્યોતિ! ક્યાં છે તે સદાને માટે સંતાપહારકજ્યોતિ! અલક્ષ્યજ્યોતિ!

મારૂં હૃદય અત્યારે જેની શોધ પાછળ ચકડોળે ચઢેલ છે. તેના પર પોતાનો દાવ સીધો પડતાં આ પતંગીઉં અવશ્ય તે પર ઝંપલાવશેજ.

હૈયાસગડી કરતાં સદાને માટે શાન્તિદા જ્યોતિમાં ઝંપલાવી માયાપાશથી મુક્ત થવું એ કોટી દરજ્જે ઉત્તમ છે. હે નિરંજન! તું મારે માટે એવો સમય જેમ બને તેમ વ્હેલો આણજે.

વેદ પણ પોકારીને કહે છે કે તું તારૂં હૃદય તપાસ. તારે જ્યાં ત્યાં ભટકવાની કાંઇ જરૂર નથી. અવશ્ય તેમાંથી તને અવર્ણનીય આત્મ–પ્રકાશની ઝાંખી થશેજ; ને હંમેશનો અભ્યાસ ચાલુ રહેતાં જ્યોતિ શું જ્યોતિ મળી રહેશે.

જ્યોતિ શું? એજ ભગવાનનો પ્રકાશ.

સૂર્યમાંથી પ્રકાશ કોણ આપે છે?

ચંદ્રમાંથી શીતળતા કોણ વર્ષાવે છે?

વાદળાં ઘનઘોર ચઢી આવે છે તેમાંથી વર્ષાદ કોણ પાડે છે?

વિજળીના પ્રકાશમાં આપણને કોણ આંજી નાંખે છે?

વાયુને સખત વાવાની પ્રેરણા કોણ કરે છે?

રજનીમાં અંધકાર કોણ પ્રસરાવે છે?

અવારનવાર સ્થિતિમાં પરિવર્તન કરનાર કોણ છે?

પૃથ્વી દ્વારા અન્ન પેદા કરી કોણ પોષે છે?

મૃત્યુ સ્વરૂપ કોણ છે?

એ બધાંમાં તેમજ બીજી અનેક વસ્તુઓમાં ગુપ્તપણે રહી પ્રકાશબલ દાખવનાર ક્ષીર સાગર મધ્યે પોઢેલ જ્યોતિઃ-સ્વરૂપ શ્રી નારાયણ ભગવાનને નમસ્કાર હો.

કયાં છે એ સદાને માટે સંતાપહારક જ્યોતિ ! વિશ્વવ્યાપક જ્યોતિ ! અલક્ષ્ય જ્યોતિ !

( ૭૦ )

## ભાગ્ય ઉઘાડ.

મેં મારી નૌકાને ભરદરિયે ઝૂકાવી છે. એને કિનારે લઇ જઇ પાર ઉતારવી કે દરિયામાં અધવચ ડૂબાવવી, એ કાર્ય તને સોંપવામાં આવે છે. અત્યારે તો તે અર્ધ ગાળે આવી પડી છે; એને આવી અર્ધ દગ્ધ સ્થિતિમાંથી ઉગરવાનો રસ્તો કોઇ પાસથી રહ્યો નથી.

આખરે તેં મારી સ્તુતિ સાંભળી ખરી.

તેં મારી મોટા મગરમચ્છોના તરફડાટથી ઉંધી વળતી નૌકાને એકદમ તારી કૃપા કટાક્ષથી છતી કરી સીધે રસ્તે દોરી દરિયા કિનારે લાવી મૂકી એ ઠીકજ કર્યું. હવે હું તારા દિલ દરિયામાંથી એક અતકર્ય મૌકિતક મેળવવાને ભાગ્યશાળી બન્યો છું.

( ૭૧ )

## સત્ય પ્રકાશ.

મારા ગૃહના સળગતા દીપકો બુઝાઇ જવાની તૈયારીમાંજ છે. તેમને ફરીથી ચેતાવવાની હવે મારામાં શકિત રહી નથી. હવે તો તારૂં સ્થાન એક અંધારા ખૂણામાંજ રહેશે. જો તને તે ખૂણામાં વસવું ન ગમતું હોય તો ચાલ, મને તું કોઇ સત્ય પ્રકાશ પ્રતિ દોરી જા.

( ૭૨ )

## ચાહના.

હે ત્રિભુવનેશ્વર! હું તો ફક્ત તનેજ ચાહું છું. તારા વિના કોઇ પણ આ ભવરણમાં મને અમૃતનું એક ટીપુંયે દેવાને શકિતમાન નથી. હું તો ફક્ત તનેજ ચાહું છું.

ભલે, વાયુ ગમે તેટલો ઝપાટાબંધ વાઇ વૃક્ષો તથા ઘરોને મૂળમાંથી ઉખાડી નાંખે, તોય પણ અંતે તેને શાન્ત પડવું પડે છે તેવીજ રીતે હું પણ જગતના વાવાઝોડાની અંતે તારામાંજ શાન્ત પડીશ.

સંસારની મિથ્યા વાસનાઓ પરથી હવે મારૂં મન ઉઠી ગયું છે. ઓ રાજન્! હવે તું મારા મનને એમાં લુબ્ધ ન કરીશ. હું તો ફક્ત તનેજ ચાહું છું, આટલું મારૂં વચન યાદ રાખજે.

દિનમણીના પ્રકાશમાં અંધકારનો લય થાય છે તેવી રીતે હું પણ છેવટે તારાજ પ્રકાશરૂપ બનવાનો છું. આટલા માટેજ હું તને ચાહું છું.

( ૭૩ )

## ગાંડા થવામાંજ મજા છે.

હું તારા નામની માળા ફેરવવાને બેસું છું, તે વખતે મારો આત્મા કોણ જાણે કયાએ પ્રદેશમાં ચાલ્યો જાય છે

કે તેની મને કિંચિત્ પણ ખબર પડતી નથી; પણ ધ્યાનમાંથી જાગૃત થતાં મને એટલો ગર્વ ચઢે છે કે હું સાતમે આસમાન ચઢીને બેસું છું. મારા મનથી હું મને પોતાનેજ દુનિયામાં સૌથી મોટો માની લઉં છું.

લોકો મને મહાત્મા કહીને બોલાવે છે તે વારે હું મારા મનથી ઘણોજ ફૂલાઉં છું. પણ બહારથી તે સર્વને હસતા મુખડે પ્રણામ કરૂં છું.

ભરનિંદ્રામાંથી કોઈકે મને સ્વપ્નવાટે આવીને સચેત કીધો, અને કહ્યું કે-'મૂર્ખ! તું તારૂં જીવન સુધાર. ગર્વથી તું ફૂલાય છે પણ તે તને ઉંડા ગર્ત્તમાં નાંખનાર છે, એમ નક્કી સમજી લેજે.'

તે દિનથી મેં દીનતા ધારી છે અને હું દરેક સાથે નમ્રતાથી વર્તું છું.

હવે તું મારા પર પ્રસન્ન થયો છે, અને કેટલીક વખત મારી પાસે આવીને છૂપી છૂપી વાતો પણ કરી જાય છે. હું પણ તારા વિષયનાં નવાં નવાં ગાન જોડી આનંદ મેળવું છું.

દુનિયાના લોકો મને ગાંડો ગાંડો કહીને ખીજવે છે અને એથી કરી મને પણ લોકોની અજ્ઞાનતા પર હસવું આવે છે. મજા છે! મજા છે! આજકાલ ગાંડા થવામાંજ મજા છે!

( ૭૪ )

## પ્રેમને.

ઓ પ્રેમ ! તું શા માટે મને ટળવળાવે છે ? આવ, હવે હું દરેક વાતે નિરાંત વાળીનેજ બેઠો છું. મારો ને તારો મેળાપ થવામાં હવે કોઇપણ જાતની અડચણ નહિ આવે. મારી સાથે મિત્રતા બાંધ, અને મને પ્રસન્ન કર.

જો તું મારા પર કૃપાદૃષ્ટિ નહિ રાખે તો મારો જીવ ટકશે કે કેમ ? તેનીજ મને ચિંતા થાય છે.

નિરાંતના વખતમાં તારો સાથ મને અતિપ્રિય લાગે છે. ઉઠતાં અને બેસતાં દરેક વખતે હું તારૂંજ ચિંતન કર્યા કરૂં છું. મને તારા વગર જરાયે ચેન પડતું નથી. ઓ મારા મિત્ર ! આવ, અને મારૂં મન મનાવ.

( ૭૫ )

## અભય-યાચના.

જ્યાં વૃત્તિઓ શાન્ત થતાં એકતા અનુભવાય છે. જ્યાં કોઇપણ જાતનો ભય નથી. જ્યાં કોઈપણ જાતનો શોક કે નશ્વર આનંદ નથી. જ્યાં સદાયે અગમ્ય આનંદહેલી વર્ષે છે, અને જ્યાંથી અમૃતરસનું પાન કરી શકાય છે, ત્યાં હે પ્રભો ! તું મને સદાને માટે વસાવ. એવા નિર્ભય સ્થાન પર રાખી તું મને અભય બનાવ. હું તારા અનન્ત વિશ્વયોગાન પર અમૃત સરોવર બની આખી આલમને અમૃતરસ પાવા ઇચ્છું છું.

( ૭૬ )

## પ્રેમ.

પ્રેમ ! પ્રેમ ! બ્રહ્માંડ વ્યાપી પ્રેમ ! હૃદયાલ્હાદક પ્રેમ !

પ્રેમ ! તારી જેટલી કલ્પનાઓ કરીએ તેટલી ઓછીજ છે.

પ્રેમ ! તારી પાછળ ભમનારને તું દીવાના જેવા બનાવે છે. સંસાર તેને દીવાનો કહે છે.

તારા વિરહાનલે તું ડાહ્યા માણસોને એવા પ્રજાળે છે કે તેઓ કદિ હાય ! હાય ! કરી પોતાના પ્રાણ ગુમાવે છે, ને ઇચ્છિત વસ્તુમાં ઐક્ય પામે છે.

ઓ પ્રેમ ! તારો પ્રકાશ તો સકલ સ્થળે વ્યાપી રહેલો છે.

ચાતકપક્ષી સ્વાતિ નક્ષત્રના પર્જન્ય બિંદુ પરજ જીવે છે.

ચકોર ચંદ્રને ચાહે છે.

ભ્રમર કમળનો ગુલામ બની રહે છે.

પતંગ દીપક પર પડી ક્ષણમાં પોતાના પ્રાણ ગુમાવે છે.

સકરખોર સાકરને ચાહે છે અને તે તેને દરિયામાં પણ મળી રહે છે.

શરભ તથા મયૂર મેઘ ગર્જનથીજ હર્ષ પામે છે. આ બધો પ્રેમનોજ પ્રતાપ છે.

પ્રેમ! તું જે ધારે તે કરી શકે છે. કોઈને વિરહથી બાળે છે તો કોઈને હૃદયમાં આનંદ ઉપજાવી ઠારે છે.

પ્રેમ! તને માણસ જે ભાવનાથી વિચારે છે તેજ ભાવનારૂપે તું તેને ફળે છે.

પ્રેમ! તું પ્રભુરૂપ છે. તું અમૃત છે. તુંજ જ્યોતિ છે. તુંજ આનંદ છે. તુંજ સંગીત સ્વરૂપ છે. તને જેવારૂપે ગણીએ તેવા રૂપેજ તું દર્શન દે છે.

## ( ૭૭ )
## નિરાશા.

મુક્તિ મેળવવા માટે હું ઘણુય પ્રયત્ન કરૂં છું, પણ સસાર પાશ એવો સજ્જડ છે કે મને તે પોતામાંથી મુક્ત થવા દેતો નથી. ઘણા પ્રયત્નાંતે હું હવે તો નિરાશ થઇનેજ બેઠો છું. પ્રભુ મુક્ત કરે ત્યારે ખરો.

જે જોઇએ તે બધું મારી પાસેજ છે, પણ મારી પાછળ લાગુ પડેલા શયતાનો મારી પોતાની વસ્તુ ઉપર પણ મારો પોતાનો હક કરવા દેતા નથી. એ શયતાનો એવા સમર્થ છે કે જેમને મારી હઠાવવાની મારામાં તાકાત પણ રહી નથી.

હું માટીનો માનવી, મારે અંતે માટીમાંજ ભળી જવાનું છે, પણ અંતરાત્માની શોધ માટે કાંઇક આગળ વધાય તો સારૂં એવી ઇચ્છાથી ફાંફાં માર્યા કરૂં છું, પણ કમભાગીને માટે તેવું ક્યાં નિર્માણ થયેલું હોય?

નવા નવા દેહો સાથે હું નવું નવું કરજ વધાર્યે જાઉં છું, તેને માટે મને ઘણોજ પશ્ચાત્તાપ થાય છે. પણ તારી મરજી તેવીજ હશે ત્યાં આગળ હું મારા દેહનું સાર્થક કેવી રીતે કરી શકું ? હવે તો હું નિરાશ થઇનેજ બેઠો છું. પ્રભો ! તું જ્યારે સન્મતિ અર્પી તારે ત્યારે ખરૂં.

( ૭૮ )

## રસદાન-ભિક્ષા.

પ્રભો ! તું મારૂં ભાગ્ય ખોલવાને માટે તો ઘણીય મહેનત લઇ રહ્યો છે, પણ મારૂં નિષ્ઠુર મન કોણ જાણે એવું અટકચાળું છે કે મને તારા પ્રતિ વળતાંજ અટકાવી દે છે.

કુકર્મ કરતાં તું મને ચેતાવે છે તો ખરો, પણ એ ચેતવણી થોડાક વખત માટેજ હૃદય પર અંકાઇ પાછળથી ભૂંસાઇ જાય છે.

તેં મને ચેતનવન્તુ સુંદર તન અર્પણ કરેલ છે. જેમાં તારો વાસ હોવાથીજ હું હાલી ચાલી શકું છું. હે રસેશ્વર ! હું તારા દ્વાર આગળ રસદાનની ભિક્ષાર્થે આવું છું તે વારે તું બેઠેલો હોય છે ત્યાંથીજ અંતર્ધાન થઇ જાય છે. મનની વાત મનમાંજ રહી જાય છે, અને ત્યાંથી મારે વીલા મુખે પાછું ફરવું પડે છે.

હું તને મેળવવા માટે જેમ જેમ વધુ ને વધુ પ્રયત્ન કર્યે જાઉં છું, તેમ તેમ તું તો દૂરનો દૂરજ નાસતો ફરે

છે. શી આ તારી હઠીલાઈ ? આ તારા રસબાલનું હૃદય ન દુઃખાવ. તેને રસદાન દે એટલે બસ !

( ૭૯ )

## અમૃત સ્વરૂપ.

ઓ મારા પ્રભુ ! તારે તારા અમૃત કુંભમાંથી અમૃત પાઈ મને ક્યારે અમૃત સ્વરૂપ બનાવવો છે ?!

હે ! રસપતિ ! મને તારા વિરાટ સ્વરૂપને એક વાર અમૃત મીઠી નજરે તો જોવા દે !!! શું હું દિવ્ય દૃષ્ટિ મેળવવાને હજી ભાગ્યશાળી નથી બન્યો ? જો એમજ હોય તો મને એક વાર તારો કૃપાપાત્ર બનાવ. ઓ મારા પ્રભુ ! તારે તારા અમૃત કુંભમાંથી અમૃત પાઈ મને ક્યારે અમૃત સ્વરૂપ બનાવવો છે ?!

ઓ રસેશ્વર ! તારા વિરાટ ગાનની પ્રભા સકલ બ્રહ્માંડને જ્યોતિર્મય કરી દે છે. તું મને તારો એવો પ્રેમી બનાવ કે હું તારા સંગીત-માધુર્યને સંતોષકારક રીતે અનુભવું ! ઓ મારા પ્રભુ ! તારે તારા અમૃત કુંભમાંથી અમૃત પાઇ મને ક્યારે અમૃત સ્વરૂપ બનાવવો છે ?!

( ૮૦ )

## મીલનની આશા.

હું તારે માટે મારાં ગીત શેરીએ શેરીએ ને ઘરે ઘરે ગાયાં કરૂં છું. ફક્ત તારા મીલનની આશાએજ. મારા

આ દેવળમાં હુવે મને કંઇક તારી ઝાંખી થાય એમ લાગે છે ખરૂં.

મને જે જે જ્ઞાન પ્રાપ્ત થયું છે તે તે બધું મેં તારાં ગીત નવાં નવાં રચવામાંજ ખર્ચી નાંખ્યું છે. એ ગીતોએ મારા બધા ભેદો ખોલી નાંખ્યા છે. મારા હૃદય-સરમાં અનેક દિવ્ય કમલો પર એણેજ પોતાનું તેજ પ્રકાશ્યું છે.

મારાં ગીતો હવે મને કયા શાન્ત—ગૃહમાં લઇ જશે તેની મને ખબર નથી, પણ મારાં ગીતોજ મને સદાને માટે શાન્તિ અર્પશે એવી હવે આશા પડે છે.

( ૮૧ )

## નાથની પધરામણી.

એક સમય પર મારા નાથ મારે આંગણે પધારી શું મારૂં ગૃહ પાવન નહિ કરે ? તેવો વિચાર મારા મનમાં સ્ફૂર્યો હતો. પણ આ વિચાર ક્યારે અમલમાં મૂકાશે તેની મને ચિંતા થયા કરતી હતી.

મારા જીવનમાં અંધકાર પથરાઈ રહ્યો હતો. એક સમયે હું ભર ઉંઘમાં હતો ત્યારે મારા ગૃહનાં કમાડ અચાનક ખખડ્યાં. હું એકદમ ઝબકી ઉઠયો પણ મને આ તો એક જાતનો ભ્રમ હશે એમ લાગ્યું.

મારો અસ્થિર સ્નેહી ઠામ ઠરી મને બેસવા દેતો ન હતો. મારે તેની આજ્ઞા પ્રમાણેજ વર્તવું પડતું હતું. મેં તેને મને સારા ઉદ્યોગે લગાડ એમ ઘણી ઘણી આજીજી કરી ત્યારે તેણે મારા તરફ દયાની દૃષ્ટિથી જોયું. એક અમાસની રાત્રે તેણે મારા ગૃહ પર એક ધ્વજા ફરકતી બતાવી. જ્યાં ડિમ્ ડિમ્ અવાજે દુદુંભિ ગગડી રહ્યાં હતાં, ને એક બાજુ પર એક તેજસ્વી સિંહાસન પર કોઇ અલક્ષ્ય જ્યોતિ ઝગમગી રહી હતી.

હું મારા સ્નેહીનો ઉપકાર માનવા લાગ્યો. મને અચાનક સારો ઉદ્યોગ સૂઝતાં મારી પણ ધારી ભાવના ફળી; એ માટે હું તેનો ગુણ કેમ ચૂકું?

મારા નાથની પધરામણીથી હવે મારૂં ગૃહ પાવન થઇ ચૂક્યું છે.

મારો સ્નેહી પણ ત્યારથી મારી આજ્ઞા પ્રમાણેજ વર્તે છે. હવે તે મારા જીવનનો સાચો સાથી બન્યો છે. મને તેના તરફની જરાયે ચિંતા રહી નથી.

( ૮૨ )

## ચરણસેવા.

મને તું તારા થોડાક પ્રકાશમાં સ્નાન કરાવીશ તોયે હું મારા શિરેથી સંસારભાર દૂર થયો માની લઇશ.

સર્વે દિશાઓ તારા પ્રકાશેજ પ્રકાશિત થઇ રહેલી છે. સકલ સ્થળે હું તારો પ્રેમ વ્યાપેલો જોઉં છું, ફક્ત અજ્ઞાનાંધકારેજ મારાથી સમદર્શી બની શકાતું નથી. પણ હવે હું તને મારી સર્વ ચીજો સમર્પણ કરી તારો પ્રેમીજ બની રહીશ.

મને માયિક પાશોથી ન જકડ. કદાચ મારા પર તારો પોતાનો હક સ્થિર રાખવો હોય તો તું મારા પર તારો પ્રેમ સ્થિર કરી મને સદાને માટે તારા ચરણોની સેવા સોંપ.

( ૮૩ )

## આદિત્ય–સ્તવન.

મને મુક્તિની આકાંક્ષા નથી. એને તો હું મારા ઘરમાં રહેનારી દાસી સમાન માનું છું. એનો સ્વાદ હું સંસાર સરસ્યો રહીને પણ ચાખી શકું તેમ છું.

આ ખાલી ચામડાની કોથળીમાં ઓ આદિત્ય દેવ ! તમે વારંવાર તમારાં કિરણો ફેંક્યા કરો છો અને સમેટી લ્યો છો. તમારી ઝળાહળતી મશાલ આખી દુનિયાને અજવાળે છે, અને હૃદયે હૃદયે પોતાનાં કિરણો ફેંકી અસંખ્ય દીવાઓ પ્રગટાવે છે; એ દીવાઓ સમય આવ્યે પાછા તમારી જ્યોતિમાંજ એકતાને પામે છે.

હે આદિત્ય ભગવાન ! હું ફક્ત તમારૂંજ સ્તવન કર્યા કરીશ, કારણકે તમેજ દિવ્ય દૃષ્ટિ આપી અમૃત પાનાર છો.

મારો પ્રેમ તમારી ઝળહળતી મશાલે કરી વધુ ઓપશે, અને અંતે તમારા ઝળહળતા ગૃહમાંજ પોતાના ધામા નાંખશે.

( ८४ )

## છેલ્લા પ્રણામ !

સ્વીકારો, મારા છેલ્લા પ્રણામ ! લ્યો, હવે હું આ દુનિયા ત્યજીને ચાલ્યો જાઉં છું. મને છેવટના શુભાશીર્વાદ આપો.

લ્યો, હું આ મારી ગુપ્ત ચાવી તમને સોંપતો જાઉં છું, જેનાથી તમે પ્રભુનાં વાસેલાં દ્વાર ખોલી શકશો. અસાર વસ્તુઓ પર તમારૂં ચિત્ત નહિં ચોંટાડતાં પ્રભુના ધ્યાનમાં સ્થિર રહી સઘળી વાસનાઓનો પરિત્યાગ કરજો. મારી માફક ઠાલી હાથે આવ્યા તેવાજ ઠાલી હાથે ચાલ્યા જશો. કરશો તેવુંજ પામશો. વિશ્વપતિને કદાપિ પણ વિસરતા નહિ, કારણ કે એનાપરજ આપણો સૌનો આધાર ટકી રહેલ છે.

આપણે હવે એકમેકથી છૂટા પડીએ છીએ. રાત્રિ પૂરી થવા આવી છે તેની સાથે મારા સ્નેહે ભરેલા કોડીયા-

માંની દીવેટ પણ પૂરી થવા આવી છે. હવે તે હોલવાઇ જવાની તૈયારીમાંજ છે; માટે સ્વીકારો મારા છેલ્લા પ્રણામ!!!

લ્યો, હવે હું જાઉં છું. સ્વીકારો મારા છેલ્લા પ્રણામ!!!

( ૮૫ )

## આર્તિનાશન્ ભગવાન.

ભગવાન સકલ સ્થળે વ્યાપી રહેલા છે. એના વિના કોઇ પણ જગો ખાલી નથી.

તે પોતાની ઇચ્છા પ્રમાણે સઘળાં કાર્ય કર્યે જાય છે. એ કોઇનો બંધાયલો નથી. એ અનન્ત છે, અદાહ્ય છે, વળી એકાકી છે. એ આર્તિનાશન્ ભગવાનને વેદ નેતિ નેતિ કહી પોકારે છે.

એ સર્વે ઇંદ્રિયોના પ્રવર્તક હોવાથી આપણી સમક્ષ રહેલા છે, પણ આપણે તેમને લૌકિક ચક્ષુઓ વડે નિહાળી શકતા નથી.

પાપી જનોનો સંહાર કરી ધર્મને યોગ્ય સ્થિતિ પર લાવવાને માટે એ યુગે યુગે અવતાર ધારણ કરે છે.

વસન્તઋતુના પુષ્પ પરિમલ સાથે એની પધરામણી થાય છે.

વારિધિમાંથી એજ અમૃતકુંભ લઈ બહાર નીકળે છે, અને ચંદ્ર રૂપે પ્રકાશે છે.

મેઘના ગર્જનમાં અને ગર્વીઓના માનમર્દનમાં એજ પોતાનું પોત પ્રકાશે છે.

વિજળીના ચમકાટમાં એનો અલૌકિક શણગાર દીપી ઉઠે છે.

તેના પાણિ–સ્પર્શે હું મારાં બધાં દુઃખ વિસરી જઈ અધિક આનંદ પામું છું.

( ૮૯ )

## સ્વતંત્રતા.

તું શું મારા પ્રેમનો સ્વીકાર નહિ કરે? હું તો તારે માટેજ મારો આ પ્રાણ ધારી રહ્યો છું. પ્રાણાધાર! મારા ગમે તેટલા દોષ થયા હોય તોપણ તારે તે સહન કરવા જોઇએ, કારણ કે હું તો તારો અણસમજુ રાંક બાળક છું.

ઢોળ દમામવાળા, જેમાં ધર્મના નામે મીંડું હોય તેવા વાડામાં પૂરાઇ રહેવું મને બિલકુલ પસંદ નથી, ફક્ત સ્વતંત્રતાજ મને તારો સાચો પ્રેમી બનાવશે એમ મને સંપૂર્ણ ખાત્રી છે.

લોકો મારૂં લહું કે ભૂડું બોલશે તેને માટે મને

જરાયે દરકાર નથી, કારણ કે માનાપમાનનો ત્યાગ કરી હું તો હવે તારોજ થઇને બેઠો છું.

સર્વે જનોએ હવે મારા તરફ કડવી દૃષ્ટિએ જોવા માંડયું છે, એટલે હવે હું દરેક વાતે છૂટો બન્યો છું, મને કોઇ જાતનું બંધન રહ્યું નથી. હે વિશ્વવ્યાપક ! હવે તું મારા પ્રેમનો સ્વીકાર કર.

( ૮૭ )

## નાશવંત સૃષ્ટિને તિલાંજલી.

સમયના વહેવા સાથે હું પણ આ દુનિયા ત્યજીને એક દિવસ ચાલ્યો જઇશ; એ વખતે મારૂં જીવન કઇએ દુનિયા પર ઝોલાં ખાતું હશે તેની મને કિંચિત્ પણ ખબર નથી.

આમ છતાંય આ અનન્ત જગત પર રાત્રિદિવસ તો સદાકાળ ચાલુજ રહેવાનાં. તેમજ જીવન સૂર્યનો ઉદય અસ્ત પણ થવાનો. જેના પર પ્રભુની કૃપા દૃષ્ટિ ઠરે તેજ તેમાંથી બચી જાય છે.

પ્રભો ! તમે મારા જીવન પ્રભાતપર એક એવો પડદો ઢાંકો કે જેથી કરી મને આ દુનિયાનું જરાયે પણ ભાન ન રહે, ને હું કોઇ દિવ્ય સૃષ્ટિ જોયાં કરૂં.

હું આ નાશવંત સૃષ્ટિને હવે તિલાંજલી દેવા માગું છું. કારણ કે એ તો ચઢ ઉતર કરવાનો એક ઉંડો ખાડો

હોય એમ લાગે છે. પ્રભો! એ ઉંડા ખાડાથી હવે મને ઝલદી મુકત કરો.

( ૮૮ )

## અનાસક્તિ.

મને કીર્તિની જરાયે પણ અભિલાષા નથી, કારણ કે જેમ જેમ હું કીર્તિના કોટ ઉંચા ઉંચા બાંધતો જાઉં છું તેમ તેમ હુંજ તેમાં બંધાતો જાઉં છું. મારે મારા મૂળ સ્વરૂપનાં દર્શન કરવાને માટે એના પરથી આસક્તિ ઉઠાવવી જોઇએ.

દુનિયામાં મારૂં નામ પંકાય, અને હું સર્વથી મોટો ગણાઉં એવી મારી આકાંક્ષા પર હવે હું પાણી ફેરવવાનેજ માગું છું, કારણ કે તેવી મિથ્યા મોટાઇ મનુષ્યને સત્ય સ્વરૂપ પ્રતિ દોરવાને અશક્તિમાન નીવડે છે.

સત્ય સ્વરૂપના દર્શનાભિલાષીએ દુનિયાની દરેક મિથ્યા આકાંક્ષાઓ પરથી પોતાના મનને ઉઠાવવું જોઇએ.

( ૮૯ )

## દુનિયાનો બાદશાહ.

હું તને મારૂં જીવન સમર્પણ કરવા અત્યારેજ તૈયાર છું.

મને આ સંસાર ખારો દવ જેવો લાગે છે, કારણ કે મારાં સગાં સંબંધીઓએ મારી સ્થિતિ સારી નહિ હોવાથી મારો સમૂળગો ત્યાગ કીધો છે.

સંસારમાં પૈસો એજ બડી ચીજ છે. સૌ કોઈ ધનવાનનેજ માન આપે છે, પણ મારા જેવા ગરીબને કોણ પૂછે?

ભલે સંસારના લોકો મને ગરીબ માને, પણ મારા મનથી તો હું આખી દુનિયાનો બાદશાહ છું.

સઘળાંનો પોષક તેમજ સંહારક હુંજ છું, પણ મારી અજ્ઞાનતાને લીધેજ હું મારા ખરા સ્વરૂપથી છૂટો પડેલો છું એજ માફ.

હવે હું મારૂં આત્મધન પાછું મેળવવાને માટેજ યત્ન કરી રહેલ છું. આત્મધન આગળ લૌકિક ધનનો શો હિસાબ? ખરૂં ધન પ્રાપ્ત કીધું એટલે મોટી બાદશાહી મળી ચૂકીજ સમજી લેવી.

મને તારા સિંહાસન પર સ્થાન આપ, કારણ કે હું અને તું બન્ને એક રૂપ છીએ. કદાચ મારામાં તને ભેદ લાગતો હોય તો લે, લઈલે આ મારૂં જીવન ને શોધી લે તેમાંથી મારો આત્મા; એટલે આપણે બન્ને એક રૂપ બનીએ.

આમ ગાન ગાઈ મારા મૂળ સ્વરૂપે ભળી, હું આખી જહાનનો બાદશાહ બનીશ.

( ૯૦ )

## અંતરાય.

હું એક સમયે અંધારામાં બહાર નીકળ્યો ત્યારે મારી સાથે ને સાથે કોઈ ચાલતું હતું.

તેને દૂર ખસેડવાને માટે મેં અનેક પ્રયત્નો કરી જોયા, પણ તે સર્વે નિષ્ફળ ગયા. એ તો મારી પાસેથી આઘો ખસ્યોજ નહિ.

મારાં દરેક કર્તવ્યોમાં તે મને સહાયરૂપ થઇ પડે છે. તેથી હું તેને શોધી કાઢયા વિના તો મૂકવાનોજ નથી.

આખરે ખબર પડી કે તે મારો આત્મા છે, પણ એની સાથે મારૂં અનુસંધાન થયા વિના હું તારી પાસે આવતાં અંતરાઉં છું.

( ૯૧ )

## દર્શન-પ્રાપ્તિ.

હું તારાથી દબાયો ચંપાયો રહુ એમાં શી નવાઇ ? કારણકે તુંજ મારા પર અમૃતવૃષ્ટિ વરસાવનાર છે. મારૂં હૃદય તારી વિરહ વ્યથાથી અતિષય પીડાય છે માટે તેને તું તારો અચલ પ્રેમ દર્શાવી શાન્ત પાડ. મારા નિશ્ચેષ્ટ હૃદયને હવે કંઇપણ ગમતુંજ નથી તે તો નિરંતર ક્ષુધા તૃષાને નહિ ગણકારતાં તારાંજ ગાન ગાયા કરે છે.

તારાં ગાન પ્રતાપે હવે મારા હૃદયનાં ભીંડાયલાં કમાડ તૂટી ગયાં છે અને તેમાં તુંજ લક્ષ્મીજીથી સેવન કરાતો સહસ્ત્ર પાંખડીવાળા પંકજ પર પોઢી રહ્યો છે. તારાં દર્શન પ્રતાપે હવે મારો ભય કેમ નહિ ભાંગે ? હવે હું તારા આશ્રય તળે ચંપાયલો અવિનાશીપદ પ્રાપ્ત કરીશ એમાં શી નવાઈ ?

( ૯૨ )

## અમરપણાથી શાન્તિ.

મારી દેહ–નૌકા સંસાર સાગરનાં મોજાંઓ સાથે અથડાઈ ટીચાઇને જર્જરીભૂત થઇ ગઇ છે. હવે તેને તેમાં વધારે રોળાવા દેવાની કાંઇ આવશ્યકતા જણાતી નથી. હું હવે કોઇ એવું મૌક્તિક પ્રાપ્ત કરવા માગું છું કે જે ત્રણે લોકમાં મળી શકે તેમ નથી. જેનાથી દેદિપ્યમાન બની હું આ સંસારોદધિ તરફ ફરીથી પગલાં ન મંડાય તેમ અમર બનીશ.

અમરપણું અમૃતરસનું પાન કરાવશે, દિવ્ય ગાન સૂણાવશે તેમજ અન્તે જ્યાં પ્રેમ પ્રકાશના દિવ્ય ફૂવારા ઉડ્યા કરે છે તેવા સ્થાન પ્રતિ લઇ જઈ મને સદાને માટે શાન્ત કરશે.

( ૯૩ )

## પીયૂષ-કળશ.

હે ધન્વન્તરી દેવ! તમે તમારા હાથમાંનો પીયુષ-કળશ મારા તદ્દન શુષ્ક હૃદય-વનમાં ઢાલવી તેમાં દિવ્યૌષધિઓ નહિ ઉગાડો? મારી આટલી માગણી તો તમારે કબુલ કરવીજ પડશે, કારણકે તે દિવ્યૌષધિઓનો પ્રકાશ મારા મલિન હૃદય-કાનનને અજવાળશે એમાં જરાયે શક નથી.

ઓ વૈદ્યક જ્ઞાન પ્રવર્ત્તક કુલ ગુરૂ! તમે સૃષ્ટિમાં અવતરી અસાધ્ય રોગીઓના રોગો દૂર કરી કોઇ પણ જાતના અભિમાન વિના પોતાના મૂળ નિરાકાર સ્વરૂપને પામ્યા છો તો મારા જેવો મૂર્ખ તમારી કૃપાદષ્ટિથી શુદ્ધ બની તમારી સાથે એકતા પામશે તેમાં તમને શું ગેરલાભ થવાનો છે?

તો ઢાલવો, ઢાલવો, આપનો પીયૂષ-કળશ મારા તદ્દન શુષ્ક હૃદયવનમાં ઢાલવો અને તેને લીલુંછંમ બનાવો.

( ૯૪ )

## આત્મ દર્શન.

હું એક વખત સખત નિદ્રામાં હતો તે વારે મને મારા આત્મદેવનાં દર્શન થયાં, અને હું એકદમ જાગૃત બન્યો.

મેં તેમને પૂછ્યું–' ઓ આત્મદેવ! તમે મારા દેહમાં શાથી જકડાયા છો તે મને કૃપા કરીને કહો.'

આત્મદેવ બોલ્યા–' દુનિયાની ઉત્પત્તિ સમયે હું તો તદ્દન નિર્લેપ હતો ને હજુયે પણ અસંગ છું. ફક્ત તારી વાસના બળે કરી મારે તારી દેહ કોટડીમાં કેદી તરીકે જકડાવું પડ્યું છે. જો તું તે વાસનાઓથી નિવૃત્તિ પામે તો હમણાંજ હું આ દુનિયાથી છૂટો થાઉં અને શાન્ત બનું. પણ જેમ જેમ તારી પાસે મોહક વસ્તુઓ અધિકાધિક આવતી જાય છે તેમ તેમ તું તે પર તારો પોતાનો અધિકાર લગાવતો જાય છે, અને મારા પર વધારે વધારે બંધનો નાંખે છે. હવે તું મારા પર નાંખેલાં વજ્ર બંધનો એક પછી એક તોડવા માંડે તો સારૂં. તું એમ ન ધારીશ કે હું અને તું જુદા છીએ. મારે લીધે જ તારો માટીનો દેહ ટકી રહ્યો છે, નહિ તો માટી ભેગી માટીજ થઇ જાય એમ નિશ્ચય માન. છેવટમાં મારી સાથે એક તાન બની પોતાના મૂળ સ્વરૂપને પામ એટલે બસ!

( ૯૫ )

## વિચિત્ર માળા.

ઓ મારા નાથ! હું મારાં દુઃખાશ્રુઓની માળા લે, આ તારા કંઠેજ અર્પણ કરૂં છું.

તારે ત્યાં કોઈ વાતની કમી નથી. તેં સૂર્ય ચંદ્રને તારાં ઉત્તમ આભૂષણો તૈયાર કરવાને માટે તારા ઉત્તમ અલંકારકો નિર્મ્યા છે, ને એમનાં ઉત્તમ કિરણોથી ગુંથેલાં આભૂષણોથીજ તું તારા અંગને શોભાવે છે. એવી જાતના અલંકારો હું તને ક્યાંથી આપી શકું ? માટે લે આ મારાં દુઃખાશ્રુઓની મૌક્તિક માળાજ તારા કંઠે અર્પણ કરૂં છું તે સ્વીકાર !

હસાવે છેય તું ! અને રડાવે છેય તું ! એમ તારી મરજી મુજબ તું દરેકને નાચ નચાવ્યા કરે છે.

પણ આ વૈભવ વિલાસથી ભરેલા મોહક સંસાર તરફ જોઈ મને તો હંમેશ રડવુંજ આવ્યા કરે છે.

હે આપત્તિ ધ્વંશન ! મને તો તું નિરંતર દુઃખજ આપ્યાં કરજે, કેમકે મારાં દુઃખાશ્રુઓ મને તારી સ્મૃતિજ આપ્યાં કરે, ને મારો ગર્વ ગળી જાય.

( ૯૬ )

## આંતરિક પૂજન.

અરે ! આ સંસાર તે કેવો વિચિત્ર હશે ? કે જે પોતાના દેહ–દેવાલયના દેવને પૂજવો મૂકી બહારની કૃત્રિમ

પ્રતિમાઓ પૂજવામાંજ પોતાનો સમય ગાળે છે. ભલે, બાહ્યાડંબર ગમે તેટલા ઠાઠવાળો હોય પણ જ્યાં સુધી પોતાના અંતર તરફ દૃષ્ટિ કરી નથી, ત્યાં સુધી એ સઘળું આકાશ–કુસુમવત્ છે. (પ્રતિમા પૂજન માટે મારી કોઇ પણ પ્રકારની ના નથી પણ એ બધું તું શુદ્ધ ચિત્તે કરશે તોજ તને પ્રભુનો સાક્ષાત્કાર થઇ રહેશે.)

વસન્તનો ભાત ભાતનાં પુષ્પોની રજ સાથેનો શિતળ, મંદ, સુગંધિ સમીર આપણા દેહ–દેવાલયમાં વાઇ રહ્યો છે. અંદર બંશી બજાવનાર ગોપિકાઓના પ્રાણાધાર શ્રીકૃષ્ણ કનૈયા ઉપર આહાહા! એક ધ્યાનથી જુઓ તો ખરા! પુષ્પવૃષ્ટિ કેવી થઇ રહી છે! અને કેવો સુગંધતર પવન ઢોળાઈ રહ્યો છે! વાહ! વાહ! આવા જગત્ પ્રાણાધિપતિ બંશીધરને મૂકી શા માટે કૃત્રિમ દેવાલયોમાં ભટકવું?

"ૐ"નો ઉચ્ચાર કરતાં કરતાં અથવા 'શ્રીકૃષ્ણ શરણંમમ' આ વાકચ વારંવાર રટતાં રટતાં એનામાંજ એકલીન થઇ જવું એ મને અતિ પ્રિય લાગે છે.

ભલે, તું શંખ બજાવ, ઘંટા નાદ કર, આરતી ઉતાર કે તું તારા દેવ માટે નવાં નવાં પદ જોડી ગાયા કર, પણ એ બધું મારા કૃષ્ણકનૈયા માટે કરજે.

( ૯૭ )

## બોધ વચન.

( ૧ )

હે પ્રભો ! તું મને એક એવા નિર્જન સ્થાન પ્રતિ દોરી જા કે, જ્યાં હું સઘળા સાંસારિક વિષયોથી દૂર રહી મારો સઘળો સમય તપશ્ચર્યામાંજ ગાળી શકું.

હે વિશ્વંભર ! તું મારૂં અંતઃકરણ વાસનાથી મલિન ન બનાવ, કારણ કે મલિનતા એ તો તારા પ્રકાશને અટકાવનાર એક કટ્ટામાં કટ્ટો શત્રુ છે. મેં તારો આશ્રય સ્વીકાર્યો છે માટે હવે તું મારૂં હૃદય દ્વાર ખોલ.

હે પાલક ! તું મારા ગુન્હા માફ કર, ને મારો વિશ્વાસ તારા પર એવો સજ્જડ ચોંટાડ કે જેથી કરી હું તારામાં મારૂં ચિત્ત સ્થિર રાખી શકું.

( ૨ )

હે શયતાનો ! તમે મને નકામો ન સતાવો. પરમેશ્વરમાં મારૂં ચિત્ત વાળતાં તમે મારી આડે ન આવો.

હે હૃદય ! તું ઉદર નિર્વાહની શંકા ન ધર, કારણ કે પ્રભુ કોઇને ભૂખ્યો સૂવાડતો નથી.

હે ચિત્ત! જો તારે સંસાર બંધનથી મુક્ત થવું હોય તો તું દુનિયાદારીનો ચોપાસથી વર્ષતો માર સહન કર; અને સત્પુરૂષોએ ગ્રહણ કરેલા માર્ગને પકડ, કારણ કે એમાંજ તારૂં કલ્યાણ સમાયેલું છે.

( ૩ )

હે મન! જો તારે સૌના કરતાં શ્રેષ્ઠ બનવું હોય તો તું ઇંદ્રિયોને કાબુમાં રાખતાં શીખ, અને ત્યાગની કફની ધારણ કર.

હે પ્રભુ! તું મારામાં એવું તત્વજ્ઞાન ભરી દે કે હું સદાને માટે તારા અનુપમ પ્રકાશથી આ અસાર સંસારથી અભય બનું

હે ઘનશ્યામ! તું મારી કેટલીક ક્ષણો એવી વીતાવ કે જેથી કરી હું તારાં દર્શન પામી મને પોતાને કૃતકૃત્ય થયેલો માની લઉં.

હે અભય વરદ! તું મને એવી વિનય શય્યામાં સૂવાડજે કે જેથી કરી મારા તરફથી કોઇની પણ લાગણી ન દુભાય.

હે વિશ્વવ્યાપક! હું તો તારો નયનમણી છું, હું તારૂં ઝળહળતું ઝવાહીર છું. મારા જેવા કુપાત્રને સદ્‌બુદ્ધિ આપી તારી જ્યોતિ વાટે લઈ જઇ અમૃત સ્વરૂપ બનાવવો એજ ઇષ્ટ છે.

( ૪ )

જો તારે તારી આશા ઉજ્જવળ બનાવવી હોય તો તું પાપ કરતાં પ્રભુથી ડર.

ભલે કોઇ તારૂં ગમે તેટલું અપમાન કરે તોપણ તું તેને કટુ વચન કહીશ નહિ. કટુ વચન વદનાર છેવટે પોતાની મેળેજ પસ્તાશે.

ચાલતા સુધી દુર્જનના સંસર્ગમાં આવીશજ નહિ, કારણ કે તે તારાં સારાં કામ જોઇ દુભાશે અને તને દુઃખના સાગરમાં ડૂબાવશે.

( ૯૮ )

## પ્રાણ રત્નની ભેટ.

હે મૃત્યુ દેવ! તમે તમારા દૂતને મારી પાસે મને લેવાને માટે મોકલ્યો છે એથી કરી હું આપનો અત્યંત ઉપકાર માનું છું. તેનો આદર સત્કાર કરવા માટે આ સેવક પ્રથમથીજ તૈયાર હતો. આપે પણ વખત વિચારી તેને મારી પાસે મોકલી દીધો એ ઘણુંજ સારૂં થયું છે. આપ મને અંધારા કુવામાંથી પ્રકાશની ખુલ્લી સડક પર દોરવા માગો છો એ આપની પ્રભુતા મારાથી કેમ વિસરાશે? હું આપના દૂતને મારૂં પ્રાણ રત્ન ભેટ ધરવાને અત્યારેજ તૈયાર છું.

મારો આત્મ દેવ ફક્ત મારા ગૃહનોજ માલીક છે. ગૃહ સ્મશાન સમાન બનાવી એ પોતાનાં સારાં નરસાં

કર્મનો ખુલાસો કરવાને ખુશીથી આપના દરબારમાં પધારશે. હું અને મારૂં એ તો મિથ્યાભિમાનજ છે. છેવટે આત્મ રૂપેજ આત્મા બાકી રહી જાય છે. હું આપનો દર્શનાભિલાષી આત્મ–મધુકર આ તમારા દૂત સાથે ૐકારનું મધુર ગુંજન કરતો કોઇક અલૌકિક વિમાનમાં બેસી સંસારોદધિ ઓળંગી આપની પાસે આવી પહોંચું છું. યોગ્ય વિચાર કરી કદાચ હું શિક્ષાને લાયક ન હોઉં તો મારા પરનો અંધકાર પટ દૂર કરી મારા પર કોઇ તેજસ્વી દિવ્ય પ્રભાત પાડશો એજ અભ્યર્થના ! ! !

( ૯૯ )

## મારી ફરજ.

હે ઘટ ઘટ નિવાસી પરમાત્મા ! તમે મારા અંગમાં વાસ કરીને રહ્યા છો તેથી કરી હું પોતે પવિત્ર રહેવાનેજ યત્ન કરૂં છું. મને સદ્દબુદ્ધિ આપી ઉચિત માર્ગે દોરવો એ વાત તમારા હસ્તે રહેલી છે. હું હંમેશ તમારા નામનું ચિંતન કરી મારૂં બનશે ત્યાં સુધી અસત્ય માર્ગે દોરાઇશ નહિ. સત્ય મને હંમેશ પ્રિય છે, અને એ સત્ય રંગે કરી તમે મને રંગશો એવી હું આપના તરફથી આશા રાખું છું.

હે સચ્ચિદાનંદ પ્રભુ ! દરેકના અંગમાં આપનો નિવાસ હોવાથી હું દરેક પ્રત્યે માનની નજરે જોઉં છું. મને કોઈ વ્હાલું કે અળખામણું નથી. સંસાર–પરિષદ્‌માં એકતા એજ મારી મુખ્ય અધિષ્ઠાતા દેવી છે.

હે વનમાળી ! આપની જગતવાડીનાં પુષ્પોમાંનું હું પણ એક પુષ્પ છું. મારે મારી સુગંધ ચારે પાસ કેમ ન લૂંટાવવી ?

( ૧૦૦ )

## મિત્રની પીછાણ.

હે મારા મિત્ર ! કયા સાગર ઓળંગી, કઇ નદીઓ વટાવી, કયા પર્વતોની ખીણોમાં થઈ તું આ મોહક અવનિ પર ઉતરી આવે છે ?

હે મમ સુહૃદ ! તું અંધારામાં કયે ખૂણે છૂપાઇ જાય છે ? તથા ક્યાં રહી તું મને સત્ય પંથે દોરવા યત્ન કરે છે ?

ઓ મારા પ્રિયતમ ! તું ઘનઘોર ચઢી આવેલ વાદળાંમાં છૂપાઈ રહીને હાસ્ય કરે છે તે વખતે હું ઘણો આનંદ પામું છું. પણ એ આનંદ થોડીકવારને માટે રહી પાછો લય પામે છે.

હવે મને તારી સઘળી ખબર પડી ગઇ છે.

( ૧૦૧ )

## સહાય માટે માગણી.

વખતને વહી જતાં તો વાર લાગતી નથી, ને હું મારૂં કાર્ય આજ કરીશ કાલે કરીશ એમ કર્યા કરૂં છું,

પણ છેવટે મારે પસ્તાવાનો વખત આવી લાગશે એ વાત તો સાચીજ છે.

નહિ, નહિ, હવે હું થોડા વખતમાંજ મારૂં કાર્ય સમાપ્ત કરી લઈશ. હિમ્મત રાખી આગળ ધસારો કર્યે જઇશ એટલે એનો અન્ત કેમ નહિ આવે ?

હે રાજન્ ! સમય થોડો છે અને કામ ઝલદી કરવું છે માટે તું મારો સહાયક થાઉં તો કેવું સારૂં ? તારી મદદ વિના મારૂં કર્યું કારવ્યું સઘળું ધૂળધાણી થઇ જશે.

હે વિશ્વંભર ! તુંજ કાળ સ્વરૂપ છે અને યુગોના યુગો પર્યંત તુંજ કાળનું વહન કર્યાં કરે છે. પુષ્પો ખીલે છે અને કરમાય છે તેમ દિવસ ને રાત્રિ થાય છે થાય છે અને લય પામે છે. આમ કરતાં કરતાં યુગોના યુગો વહી જાય છે અને મારૂં કાર્ય અધૂરૂં ને અધૂરૂં રહી જાય છે, તેથી મારે જન્મમરણના ફેરામાં વારંવાર ભટકવું પડે છે. માટે જેમ બને તેમ મારે મારા કાર્યથી શીઘ્ર પરવારી લેવું જોઇએ.

હે ! ત્રિભુવનપતિ ! મારે તો ફક્ત તારી સેવા કરી તને એક વાર પણ નિરખવો એજ મારૂં કાર્ય છે, પણ આ કાર્યમાં મારે તારી સહાય તો જોઇએજ. કારણકે તુંજ સદ્બુદ્ધિ દઇ સત્પથે દોરનાર છે.

( ૧૦૨ )

## ઉત્કૃષ્ટ વાઞ્છનાઓ.

હે ! મારા પ્રાણસખા ! હું તારી સન્મુખ ઉભો રહી તારા નામનાં અનુપમ ગાન ક્યારે ગાયા કરીશ ?

હે મમ જીવન સ્વામી ! તારા ગાનમાં લીન બની નેત્રોમાંથી અશ્રુઓ ટપકાવતો હું તને ક્યારે મારો સ્નેહી બનાવીશ ?

હે ત્રિભુવનેશ્વર ! તું મારી આગળ તારી બંશીનાં ગાન સૂણાવવાં ક્યારે શરૂ કરીશ ?

હે રાજરાજન્ ! હું મારાં સઘળાં કાર્ય આટોપી તારામાં ક્યારે શાન્ત થઇશ ?

( ૧૦૩ )

## સાસરે વિદાય.

પતિવ્રતાને પોતાના સ્વામી વ્હાલા હોય છે તેમ હે મૃત્યુ ! તું પણ મને અતિપ્રિય લાગે છે. આવ, આવ, આપણે કાંઇક થોડોક વખત વાતચિત્ત કરી લઇએ. ઓ મારા અન્ત સમયના સાચા સ્વામી ! તને આ પદ્માક્ષી ! આ શુચિસ્મિતા ! પોતાના બ્રહ્મચર્યના તેજનાં તેજસ્વી કિરણોથી ગુંથેલી વરમાળ લઇ તારા કંઠે આરોપવાને માટે તૈયાર થઇનેજ ઉભી છે. હવે મારે મારૂં પિયર છોડી સાસરે જવાનું છે એમ મને થોડા વખત પહેલાંથીજ ખબર પડી

ચૂકી હતી તેટલા માટે હું મારૂં સઘળું કામ પ્રથમથીજ પરવારીને બેઠી છું.

ઓ મારા સૌભાગ્યસિંધુ! ઓ મારા મરણદેવ! આવ, આવ, મને તારી સાથે અમૃત ઘુંટડા પાવા લઈ જા. મારો પ્રેમ તારા પ્રતિજ ઢળી રહ્યો છે. મને તારા વિરહે કરી જરાયે પણ ગમતું નથી; માટે મારો વિરહાગ્નિ બુઝાવવાને સારૂ ઝલદી આવ! ઝલદી આવ! મને હવે આ સંસાર પ્રતિ બિલકુલ અભાવ થયો છે. તું તો મને મારા પ્રાણ કરતાંય પણ અધિક પ્યારો છે.

હે મૃત્યુ! તુંજ સત્ અસત્ છે, તુંજ સૂર્યરૂપે તાપ પાડનાર છે, તુંજ અમૃત છે તથા તુંજ ઇંદ્રરૂપે પર્જન્યને છોડનાર તથા અટકાવનાર છે.

( ૧૦૪ )

## નમ્રતા.

હે લોકાધિપ! મારા સંગીતને તારા જેવા ઉસ્તાદ ગાયકે વખાણ્યું છે તેથી કરી, હું કાંઇ ગર્વથી ફૂલાતો નથી પણ મારા ગીતને તો હું તારા દિવ્ય ગાન આગળ ઇન્દુપ્રભા આગળ આગીઆના તુચ્છ તેજ સમાન ગણું છું.

હે મારા નાથ! મને મોંઢાનાં વખાણ રૂચતાં નથી, પણ તું જ્યારે મારા તુચ્છ સંગીતને તારા દિવ્ય વિશ્વવ્યાપિ સંગીત સાથે ભેળવે, ત્યારેજ હું મને પોતાને ખરો ભાગ્યશાળી લેખી શકું.

( ૧૦૫ )

## પ્રેમની માળા.

મારા સંગીત પર તારો પ્રેમ ઉતરતાં તેં મારા કંઠે પ્રેમની માળા પહેરાવી છે. મારો પ્રેમ હવે તારા પર અચળ, અછેદ્ય તથા અનિવાર્ય રહેશે એમાં કોઇપણ જાતની શંકા નથી.

હે મારા નાથ! તુંજ પ્રેમ સ્વરૂપ છે. પ્રેમનાં સ્તોત્ર પ્રેમ સ્વરૂપે ભળે એમાં શી નવાઇ?

( ૧૦૬ )

## એકડા વિનાનાં બધાંય મીંડાં નકામાં.

હે! અવનિપતિ! મને તારા દર્શનનો લાભ હજી સુધી મળી શકયો નથી. તને નિરખવાને માટે કશો ઉપાય પણ સૂઝતો નથી; તેટલા માટે હવે તો હું લાચાર છું.

ધનવાન બનવામાં મારે હવે કાંઇ બાકી રહ્યું નથી. તે વાતે તો હું સંપૂર્ણ બન્યો છું, પણ તારા દર્શનના લાભ વિના મારૂં એ સઘળું ધન મારા મનથી તો મને કાંકરા બરાબર લાગે છે; કારણકે એનાથી મને કાંઇ તારી સમીપ્યતા થવાની નથી.

હજી તો કોણ જાણે મારા આત્માને કેટલાય દેહોમાં નકાશવાનું બાકી રહ્યું હશે! કોણ જાણે મારૂં અભિમાન ક્યારેય ગળશે ને મને તારાં દર્શન ક્યારેય થશે.

ગાનતાનની રેલમછેલ અને વારાંગનાઓના નાચે મારૂં આખું રંગભુવન ગાજી ઉઠતું હોવાથી અન્યને તે સંગીત શાળાનો ભાસ આપે છે; પણ હજી તેમાં તારા નામનું મીડું હોવાથી એકડા વિનાનાં બધાંય મીડાં નકામાં છે. મારી બુદ્ધિ બ્હેર મારી ગયેલી હોવાથી હજી મારૂં લક્ષ્ય તારા પ્રતિ વળતું નથી. મારી આ ખામી દૂર કરે તો તારી મોટી અનુકંપા !

હે દીનાનાથ ! તું મારી બુદ્ધિ સુધાર અને મારૂં લક્ષ્ય તારા પ્રતિ લગાડ.

( ૧૦૭ )

## જ્યાં હોય ત્યાં તુંનો તુજ.

ખરા અંતરના ઉમળકાથી ફૂટેલા રસ ઝરાઓમાં નિષ્કલંકપણે તારા નામનો પ્રકાશ તરતો જણાય છે એ વાત સત્યજ છે.

મીઠા પાણીમાં તારી હાસ્યપ્રભા સમાયેલી હોવાથીજ એ અમૃત સ્વાદ અર્પણ કરવાને લાયક બનેલ છે, અને પુષ્પોના મધ્યે પણ તારૂંજ સ્થાન હોવાથી તેઓ પોતાની સુગંધ વાયુના સંગે સર્વત્ર ફેલાવે છે.

દુષ્કર્મોના અંતે પણ તારૂંજ નામ ગવાય છે, અને દુ:ખાન્તે પણ તુંજ યાદ આવે છે.

તારામાં એક એવો ગુણ રહેલો છે કે તે ગમે તેવા મનુષ્યનાં હૃદયને એક વાર પણ તારા પ્રતિ આકર્ષ્યા વિના રહેતો નથી.

( ૧૦૮ )

## મારી પ્રાર્થના.

હે વિશ્વંભર ! તું મારામાં રહેલા અભિમાનને જડ મૂળથી ઉખેડી નાંખ, અને આ સાથે એટલી વિજ્ઞપ્તિ છે કે અભિમાનીઓના સ્થાન પ્રત્યે મારાં પગલાંને વાળીશ પણ નહિ.

હું સર્વને માન પૂર્વક બોલાવું તેવું મારૂં હૃદય તું પવિત્ર બનાવજે.

અનાથોની સેવા કરવાનું અને પાપીઓનાં હૃદયને પવિત્ર બનાવવાનું મારા જેવા નિર્ભાગીને તું પરિપૂર્ણ બળ આપજે.

સુખમાં છકી જાઉં અને દુઃખમાં ડરી જાઉં તેવો મને તું ચંચળ હૃદયી બનાવતો ના.

છેવટે મારી એટલી પ્રાર્થના છે કે તું મને દરેક વાતે નિર્ભય બનાવી આનંદ-સરે સ્નાન કરૂં તેવો કરજે.

( ૧૦૯ )

## છેવટના પ્રણામ !!!

લે, મારા અંતકાળના બેલી ! આ તને મારા છેવટના પ્રણામ ! ગંગાજી જેમ તારાં ચરણોમાંથી નીકળેલાં હોવાથી પવિત્ર ગણાય છે, તેમ હું પણ તારા કારણે ઉત્પન્ન થયેલો હોવાથી પવિત્ર છું; માટે મને પણ તારાં ચરણોમાં પ્રણામ કરવા દે!

મારો હંસ તારાં સ્મરણ કીર્તન રૂપી માન સરોવરમાં સ્નાન કરી તારાં તેજ કિરણો રૂપી મોતીનો ચારો ચરવાને આવે છે, માટે તેના તું લે આ પ્રથમ સાત્વિક પ્રણામ સ્વીકારી લે.

તારા વિરહે કરી ટપકતાં મારાં નયનનાં અશ્રુઓ મને તારામાં શું એકાકાર નહિ કરે ?

મારા ગાનની સમાપ્તિ હવે તારા વિશ્વવ્યાપી ગાનમાં અવશ્ય થશેજ, અને હું નિરાકાર બનીશજ. માટે લે આ મારા છેવટના પ્રણામ સ્વીકારી લે.

લે, મારા અંતકાળના બેલી ! આ તને મારા છેવટના પ્રણામ !!!

( ૧૧૦ )

## અંતિમ યાચના.

હે મારા અખંડ પ્રકાશિત જ્યોતિઃ સિંધુ ! પાપ–ગુહાથી નીકળતા અંધકારને સૂર્ય નારાયણ પ્રભુ જેમ પોતાના તેજમાં આકર્ષી લઈ આકાશમાં ચારે કોર પ્રકાશ પાથરી વસુંધરા માતાને આનંદે નૃત્ય કરાવે છે તેમ હે ગુણાતીત ! તું મને તારામાં એકતા પમાડી મારાથી સકલ સ્થળે અતુલ આનંદ સ્થાપ.

હે અમૃત સ્વરૂપ ! તારા અમૃત સાગરમાં મારા આત્માનો ફૂવારો બનાવી તે દ્વારા સઘળે અમૃત છંટકાવ કર.

હે અનંત સ્વરૂપ ! તારા મહાન્ વિશ્વ સંગીતમાં મારો આત્મા વીણા–સૂર ભેળવી મને તારા અનંત સંગીતનો શોખીન બનાવ.

હે શાન્ત સ્વરૂપ ! આ તારો ભિક્ષુક તારી પાસે ભિન્ન ભિન્ન રૂપે અનેક યાચનાઓ કર્યાં કરશે તોય પણ તે બધાંનું વલણ અંતે તારા એકજ તરફ રહેલું છે, માટે મારી દરેક યાચનાઓને એક રૂપે શાન્ત કરી મને સદાને માટે શાન્તિ પમાડ.

( ૧૧૧ )

## વૈદિક પ્રાર્થના.

હે પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્! હે અમારાં સર્વ કર્મોના જ્ઞાતા પ્રભો! અમે આપને વારંવાર નમસ્કાર કરીને પ્રાર્થીએ છીએ કે આપ અમને સદાયે શુભ માર્ગે દોરજો તથા અશુભ અને પાપના માર્ગથી દૂર રાખજો.

હે પરમેશ્વર! એવી કૃપા કરો કે અમે આપના સાચા ભક્ત થઇને સદાયે કર્ણથી પવિત્ર શબ્દો સાંભળીએ, અક્ષીથી સુખ કર દૃશ્યો જોઇએ, તથા આપની કૃપાથી બળવાન અંગો વાળા થઈને સદા આપની સ્તુતિ કરીએ અને દીર્ધાયુ ભોગવીએ.

હે પ્રભો! આ ભારત વર્ષમાં બ્રહ્મ વર્ચસુવાળા બ્રાહ્મણો ઉત્પન્ન થાઓ, અસ્ત્ર અને શસ્ત્ર વિદ્યામાં નિપુણ, દુષ્ટોનું દમન કરનારા નિર્ભય અને મહા બળવાન વીર ક્ષત્રિઓ ઉત્પન્ન થાઓ, દૂધ આપનારી ગાયો, ભાર વાહી બળદો, શીઘ્ર ગામી ઘોડાઓ, વ્યવહાર કુશળ સ્ત્રીઓ, અને અરિવિધ્વંશક મહારથી વિજયી પુરૂષો ઉત્પન્ન થાઓ. ઘેરે ઘેર વીર પુત્રો પાકો, આવશ્યકતા પ્રમાણે વૃષ્ટિ થાઓ, ઉત્તમ ફળોને અર્પનાર વૃક્ષાદિ ઔષધિઓ પાકો અને અમો સર્વનું યોગ ક્ષેમ થાઓ.

હે 'ૐ' નામ વાળા પ્રભો ! આકાશ શાન્ત થાઓ, અંતરીક્ષ શાન્ત થાઓ, પૃથ્વી શાન્ત થાઓ, જલ શાન્ત થાઓ, ઔષધિઓ શાન્ત થાઓ, સર્વ પ્રાણી પદાર્થ શાન્ત થાઓ, સર્વત્ર શાન્તિ થાઓ, શાન્તિ થાઓ; હે ૐ પ્રભો ! શાન્તિ થાઓ, શાન્તિ થાઓ, શાન્તિ થાઓ; હે બ્રહ્મ! શાન્તિ થાઓ.

ૐ

**શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**



# શુદ્ધિ

પુસ્તક વાંચવું શરૂ કરતા પહેલાં આટલી ભૂલો જરા સુધારી લેજો

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૧૭ | થઇ | થતાં |
| ૨૦ | ૧૨ | ગવ | ગર્વ |
| ૨૨ | ૩ | તારી | તારો |
| ,, | ,, | વર્ષતી પાણી | વર્ષતો પાણિ |
| ૨૫ | ૧૬ | વાતને | વાતની |
| ,, | ૨૪ | પાથ | પન્થ |
| ૩૨ | ૧૬ | અજ્ઞાન | અજ્ઞાત |
| ૩૬ | ૩ | માંગણી | માગણી |
| ૪૫ | ૨૧ | વાંરંવાર | વારંવાર |
| ૪૬ | ૬ | મજાક | મજા |
| ૪૯ | ૧૫ | કઇ | કંઇ |
| ૫૦ | ૧૭ | તાંરી | તારી |
| ૫૩ | ૧૪ | નિરસ | નીરસ |
| ૬૫ | ૯ | દેતો | દે તો |
| ૭૦ | ૧૯ | સાંભળે | સાંભરે |
| ૭૧ | ૧૮ | સંભાળ | સંભાર. |
| ૮૪ | ૧૪ | પ્રમણેજ | પ્રમાણેજ |
| ૯૩ | ૧ | બીંડાયલાં | બીડાયલાં |
| ૯૯ | ૧૧ | બનું | બનું. |
| ૧૦૧ | ૧ | પધરશે | પધારશે |
| ,, | ૨૨ | અધિષ્ઠાતા | અધિષ્ઠાત્રી |
| ૧૦૩ | ૪ | કયે | કર્યે |
| ૧૦૬ | ૧૭ | સમીપ્યતા | સામીપ્યતા |
| ૧૧૦ | ૧૩ | આત્મા–વીણા–સૂર | આત્મ–વીણા–સૂર |

સુર સ્થળે સૂર, નિંદ્રા સ્થળે નિદ્રા તથા મણી સ્થળે મણિ વાંચવું

આ સિવાય કેટલેક સ્થળે અનુસ્વાર વધુ હોય, તો કાઢી નાંખવાં, ને મૂકવા જેવાં હોય ત્યાં મૂકવાં.

